# ગેબી મદદગારો

  

[ આ વિષયનો પાયો મી૦ સી. ડબલ્યુ. લેડબીટરનાં "ઇન્વીઝીબલ હેલ્પર્સ" નામનાં પુસ્તક ઉપરથી રચવામાં આવ્યો છે, અને એ લખાણ, પેહેલાં **ચૅરાગ** ચોપાન્યાનાં ત્રીજાં અને ચોથાં પુસ્તકમાં પ્રસિદ્ધ થઇ ગયું છે તે અહીં ફરીથી પ્રગટ કરવામાં આવ્યું છે.]


લખનાર

**ન. મ. દેશાઇ.**



**મુંબઇ:**

ચૅરાગ પ્રીન્ટીંગ પ્રેસ.

૧૯૦૩



# ગેબી મદદગારો.

## પ્રકરણ ૧ લું.

### ફરેશતાઓની હસ્તી વિષે દુનિયાંનાં લોકોનું એકીન.

**થિઓસોફીને** નામે પ્રગટ થતાં મીનોઇ જ્ઞાનના લખાણોની એક મુખ્ય ખુબી એ છે કે તે લોકો આગળ તેમના ધર્મમાં જે કાંઇ પુરાણી અને અસલી ઉપ્યોગી બાબદો હોય છે તેને વધારે સમજદાર ખુલાસા અને જ્ઞાનની રોશનીથી પ્રકાશીત કરીને લોકોની નજર આગળ મુકે છે, ઘણાઓ જેઓ બચપણમાં અખત્યાર કીધેલાં આંધળાં એકીનથી અલગ થઇ વિચાર અને અવલોકન કરવાને છુટા થયા છે, અને મનની ચઢતી પદવી ઉપર ચઢયા છે, તેઓ પણ, તે છતાં કબુલ કરે છે કે બચપણનું સહેલું એકીન છોડી બેસતાં તેની સાથે સાથે જે કાંઇ વધારે ઉપ્યોગી અને જીંદગીને રાહત આપે એવી પણ કાંઇ બાબદ અને હકીકત હતી તે પણ તેમનાં હાથમાંથી જતી રહી છે. તે છતાં જેઓ પોતાની પાછલી જીંદગી કાંઇપણ દરજજે સારાં કામમાં રોકવાથી થિઓસોફીનાં જ્ઞાનના આશરા તલે આવવાને ભાગ્યવાન થયા છે તેઓને તુરત માલમ પડે છે કે આ બાબદમાં પણ તેઓએ કાંઇ ગુમાવ્યું નથી, પરંતુ કાંઇક વધારે



મેલવ્યું છે; અને તેમને માલમ પડે છે કે તેમાં તેઓએ ખ્યાલમાં નહીં લાવે એવી ખુબસુરતી અને જ્ઞાનના પ્રકાશની કીર્તિ તેનાં પુરા બહારમા તેમને માલમ પડે છે; અને વળી તેઓને વધુ એ માલમ પડે છે કે એ સઘળુ જ્ઞાન તેમને એક ખાલી ખ્યાલ તરીકેજ મલતું નથી, પણ તેનાં ખરાં સ્વરૂપમાં મલે છે કે જેથી તેની તેઓ તપાસ કરી શકે અને તે જ્ઞાનને જાતે અનુભવમાં લાવી શકે. થિઓસોફીનાં પરોપકારી કામમાં આ એક દેખઇતો દાખલો છે કે તેણે અણદીઠ યાને ગેબી દુનિયાં, કે જે ખાકી જ્ઞાનનો ફેલાવો થયો તે અગાઉ તો એક 'જીવતી જગત' તરીકે મનાતી હતી. તેને લોકોનાં જ્ઞાન અને ખ્યાલમાં પાછી સ્થાપી આપી છે. જે કાંઇ અસલનાં જમાનાથી સર્વે લોકોનું મધુર જ્ઞાન અને સમજ હતાં, કે હવા અને પાણીં ઉપર કાંઇ યજદી શક્તિઓ છે, તેમજ ખનીજ પદાર્થ, વનસ્પતી અને જાનવરી વર્ગ ઉપર પણ ખોદાએતાલાએ નેમી આપેલા ગેબી ફરેસ્તાઓ અને અણદીઠ નુરો છે, તે કાંઇ ખાલી વેહેમ નથી, પણ પકી હકીકત અને સાચી વાત છે, કે જેને વિષે કોઇ પણ ઉમંગી આદમી મહેનત લઇ જાતે ખાતરી કરી જાણી શકે. "માણસ મરી ગયા પછી શું પાછો જીવતો થાય છે?" એ બાબદનાં સવાલ ઉપર પશ્ચિમ તરફના શકમંદ પુરૂષો આજ સુધી અંધારામાં ગોતા ખાય છે, જ્યારે એ બાબદનું રામબાણુ જ્ઞાન, ઉમંગી, મેહેનતુ અને તાસુબી વગરના અશો ઉમેદવારને જાતી અનુભવી જ્ઞાન, થિઓસોફીની બરકતથી આજે પુરૂં પાડવામાં આવે છે. સાધારણ ધર્મ માણસનાં અમર આત્મા વિષે તથા તેના મરણ પછીની હાલત વિષે જે કાંઇ જ્ઞાન આપે છે તેનાં કરતાં ઘણે દરજ્જે ખુલુ અને અનુભવથી મેળવી શકાય એવું જ્ઞાન થિઓસોફી ખાસ દાખલાથી પુરવાર કરી બતાવી આપે છે; તે ક્યાં સુધી કે જેમ આપણે આપણી આસપાસની હવા અને જે ઘરમાં આપણે રેહેતાં હોઇએ વિષે આપણને કાંઇ શક હોતો નથી અને તેમની હસ્તી આપણે ખા થી માનીએ છીએ, તેવીજ ખાતરી અને જાતી જ્ઞાન આત્મા મરણ પછીની હાલત માટે થીઓસોફીના થોડાક અનુભવીઓને હોય છે, અને જે વગેરે માટેનું તેઓનું દર રોજનું કામ હોય છે તે વિષે અત્રે લખવામાં આવશે.

થિઓસોફીએ બહાર પાડેલાં જ્ઞાનમાં જે કાંઇ વિષેશ ધ્યાન ... ની બાબત છે તે તેણે મીનોઇ જગત અને તેમાં કામ કરતી મીનોઇ

શક્તીઓ, યજદો, ફરેસ્તાઓ, વગેરેની કુદરતની રચનામાં કામ કરતી ગેબી હસ્તીઓ માટેની છે. આ બાબદ પુરાણા યાને અસલનાં વખતથી ઘણા ખરા સઘળા ધર્મોમાં મનાએલી છે. એ બાબદ ખ્રીસ્તી ધર્મનો એક પંથ જે પ્રૉતેસ્ટંટને નામે ઓળખાય છે તે અંગીકાર કરતો નથી *

## પ્રકરણ ૨ જું.

## હાલના જમાનામાં બનેલા બનાવો.

આ ખુદ બેઇમાન જમાનો—કે જે વખતે ખાકી બાબદ ઉપરજ સર્વે કોઇનું મન લાગી રહેલું છે, અને જે મીનોઇ બાબદને જરા પણ મચક આપતો નથી—તે જમાનામાં પણ જો કોઇ એ બાબદ જણાવવાની મેહેનત ઉઠાવે તો તેને ઘણાંક દાખલાઓ ખુદ હમણાં પણ બનતા માલમ પડશે. હાલમાં જણાયલા આવા મીનોઇ ગેબી મદદનાં દાખલાઓ ઉપરથી માલમ પડે છે કે આજ કાલ એવી ગેબી મદદ ફકત બચ્ચાંઓને બચાવી લેવાના કામમાંજ વપરાય છે.

થોડાંક વર્ષ અગાઉ લંડનમાં હોલબોર્નની નજદીકનાં મોહેલ્લામાં એક ભયંકર આગ લાગી, જેથી બે ઘરો બળી ભસ્મ થઇ ગયાં. તે આગના દરમ્યાનમાં એક બચ્ચું અજબ જેવી રીતે બચી ગયલું જણાવવામાં આવ્યું છે. આગ એવી જોરમાં લાગી હતી કે ઘરોને બચાવવાનું કામ તદન અશકય હતું. તે છતાં આગવાળાઓ તે ઘરોમાંથી બે જણ સિવાએ બીજા

---

* કારણકે તે પંથ ખાકી સુધારાપર રચાયલો છે, અને આજના ઘણાખરા સુધારકો ધર્મની બાતેન ફીલસુફી—જેનુ જ્ઞાન ખાકી ઇંદ્રીઓથી થઇ શકતુ નથી—તેનું જ્ઞાન ધરાવી શકતા નથી, તેથી તેવી બાબદોનો તેઓ અંગીકાર કરતા નથી. અને તે મોતેબર બાબદને પોતાના અજ્ઞાંનપણાને લીધે વેહેમ ગણે છે. અને એ પંથના આચાર વિચારને લગોલગ રહી કેટલાક જરથોસ્તી ધર્મસુધારકો પણ એ બાબદને વેહેમ ગણે છે, અને તેથી તેઓ પણ તેમનાં ધર્મપુસ્તકો અને લોકોના ખ્યાલ વટીકમાંથી યજદ, અમશાસ્પંદો તથા ફરેસ્તા જેવા ગેબી મીનો અસ્તીત્વો (Intelligences) ની હસ્તી ના પાડવાને અને કહાડી નાખવાને કોશેશ કરે છે. માણસો થોડાક વખત પોતાનાં અજ્ઞાનપણાને લીધે ચોકસ બીના માને કે નહીં માને તેથી કાંઇ કુદરતની ખાસ રચનામાં હરકત થતી નથી. વખત જતે મીનોઇ જ્ઞાનનાં ફેલાવા સાથે સઘળું જે કાંઇ ખરૂં છે તે પાછું સ્થપાય છે અને ખાતરીથી મનાય છે.—ન. મ. દે.

બધાંને સંભાળી બાહર કાઢવાને શકિતવાન થયા હતા. તે બે જણમાં એક બુઢી ડોસી હતી અને એક નાનું પાંચ વર્ષનું બાળક હતું. પેલી બુઢી ડોસીને બચાવવાને આદમી આવી પુગે તે અગાઉ તો તે ધુમાડાથી ગુંગળાઇ મરણ પામી હતી. પેલું બચ્ચું ઘરમાં છે તેની કોઇને ખબર પણ ન હતી. કારણકે તે ઘરમાં રેહેતી ઘરવાળી બાઇને તે બચાંની માતા રાત્રે પોતાનાં બચ્ચાંને સોંપીને પોતે કાંઇ કામ સારૂં કોલચેસ્તર ગઇ હતી. ઘરને આગ લાગી અને બનતી કોશેશોથી સર્વે કોઇને બચાવી લીધાં ત્યાં સુધી પેલી ઘરવાળી બાઇને પેલાં બચાંની બીલકુલ યાદ આવી નહીં. ત્યારબાદ ઘણે વારે જ્યારે તેણીને યાદ આવી ત્યારે તે ગભરાઇને બુમ પાડી ઉઠી, અને કયે ઠેકાણે તે બલતાં ઘરમાં એક બચ્ચું રહી ગયલું છે તે જાહેર કીધું. જે ઠેકાણે તે બચ્ચાંને તે બાઇએ સુવાડેલું હતું તે ઠેકાણે જવાનું તદન અશકય કામ હતું, અને કોઇએ ત્યાં જવાની હીંમત ચલાવી નહી. ત્યાર બાદ એક બહાદુર આગવાળો ત્યાં જવાને તૈયાર થયો, અને બાઇએ નીશાની આપી હતી તે જગ્યા, કે જે બળતાં અને ધુમાડાથી વીંટલાઇ ગઇ હતી, ત્યાં જઇને તે બચ્ચાંને સલામત ઉઠાવી લાવ્યો, અને બચ્ચાંને કાંઇજ ઇજા થઇ ન હતી. પણ જ્યારે તે આગવાળો બચ્ચું લઇ પાછો આવ્યો ત્યારે તે કાંઇ જુદીજ વાત પોતાનાં સોબતીઓ આગળ કરતો હતો: આગવાળાએ જણાવ્યું કે જ્યારે તે ઓરડો કે જ્યાં પેલું બચ્ચું સુતેલું હતું ત્યાં તે ગયો, ત્યારે તે આગના બળતાંથી ઘેરાઇ ગયેલો હતો, અને તેની પાટીયાંની જમીનનો અરધો ભાગ તો બળીને નીચે તુટી પણ પડયો હતો, તો જો કે આગનાં બલતાંએ કાંઇ જુદીજ વલણ લીધેલી હતી. સઘળા ભભુકાઓ તેમની ઝાર સાથે વીંટલાઇને એક બારી તરફ વલણ લઇને બળતા હતા, કે જેવો અનુભવ, તે આગવાળાએ કહ્યું કે, તેણે કદી આગળ જોયો ન હતો; અને તે ભભુકા જે ખુણામાં બચ્ચું હતું ત્યાં બીલકુલ વલણ લેતા ન હતા, તો જો કે જે જમીન ઉપર તે બચ્ચું સુતેલું હતું તે ખુદ જમીન તો અરધી બળીને ભસ્મ થઇ ગઇ હતી. આગવાળો બોલ્યો કે "બચ્ચું ઘણુજ ગભરાઇ ગયલું હતું, પણ હું ઘણી હીમતથી તે બળતી જગ્યા તરફ ગયો ત્યારે મને માલમ પડયું કે તે બચ્ચાંની આગળ એકાદ કાંઇ ફરેસ્તાના જેવો મને આકાર દેખાયો." અથવા તે આગવાળાનાં બોલમાં બોલીએ તો, "કાંઇ ઘણુજ ઝળકાટ ભર્યું અને રૂપેરી તે બચ્ચાંના બીછાણા ઉપર વાંકું વળયું હતું અને બીછાણાને થંડુ પાડતું હતું." તે આગવાળો બોલ્યો કે "એ મેં જે કાંઇ જોયું છે તેમાં કાંઇજ શક જેવું નથી.

કારણકે તે ખુદ આકાર મારી ખુલ્લી આંખે દેખાતો હતો, અને મારાથી થોડાક ફીટ દુર હતો, અને મારી નજર આગળ ગેબ થઇ ગયો." આજ બાબદને લગતો એક બીજો અજાયબ જેવો બનાવ બન્યો તે એ હતો કે એજ રાતનાં એજ બચ્ચાંની માતા જે કોલચેસ્તરમાં હતી, તેને ત્યાં કાંઇ બીલકુલ ચેન પડયું નહીં, અને જાણે તેનું બચ્ચું કાંઇ જોખમમાં છે એવું ને એવુંજ તેને લાગ્યા કીધું. તેણી એટલાં સુધી બેચેન થઇ કે આખરે તે ઉઠી અને ખોદાની બંદગી કરવા લાગી કે "મારા બચ્ચાં ઉપર કાંઇ આફત આવી પડી હોય તો તેનું નીવારણ કર." હવે આ હકીકતનો એકાદ ક્રિશ્ચીયન અધીકારી એવો ખુલાસો કરશે કે માએની બંદગી ખોદાએ સાંભળી અને તેનાં બચાંને બચાવ્યું, વગેરે. પણ થિઓસોફી કાંઇ જુદીજ તરેહથી એ બાબદનો ખુલાસો કરશે, અને તે કહેશે કે માંએ બચ્ચાં માટે જે જોસભર પ્યાર બતાવ્યો અને તેનાં બચાવ અને ભલા અર્થે જે કોઇ જોસથી ખાહેશ કીધી તે સંકલ્પ (Will-power) નાં જોરનાં પ્રમાણ માં એક શકિત (Force) તેણીએ પેદા કીધી, જે શકિત ગેબી મદદ કરનારા-ઓએ કાંમમાં લીધી અને તે વડે પેલાં બચ્ચાંનો ભયંકર મોતમાંથી જાન બચાવ્યો.

આ દાખલો બન્યો તેની થોડાંક વર્ષ આગમચ મેડનહેડની નજદીક થેમ્સ નદીનાં કીનારા ઉપર એક અજાયબ જેવો બનાવ બન્યો હતો જેમાં બચ્ચાંઓનો ઘણી અજાયબ જેવી રીતે જાન બચાવવામાં આવ્યો હતો, આ વખતે પાણીની આફતમાંથી બચ્ચાંઓને બચાવી લેવામાં આવ્યાં હતાં.

સોતેસબ્રુક નાંમનાં ગામમાં એક આયા ત્રણ છોકરાંઓને પાણીના ધકાનાં રસ્તા તરફ ફરવા લઇ જતી હતી. બચ્ચાંઓ એકાએક એક ઘોડા ગાડી તરફ ધસી જવા લાગ્યાં, અને ધભરાટમાં બે બચ્ચાંઓ ધકાની બાજુ નાં દોરડાંની પેલીમેર આવી ગયાં—અને બન્ને પાણીમાં પડયાં. એક ખલાસી જેણે આ બનાવ જોયો તે એકદમ પાણીમાં કુદી પડયો; અને જ્યારે તે બહાર આવ્યો ત્યારે કહેવા લાગો કે તે બચાંઓ કાંઇ ચમત્કારીક રીતે ઉંડાં પાણીની સપાટી ઉપર તરતાં હતાં અને પાણીના કીનારા તરફ ધીમે ધીમે આવતાં હતાં. પેલી આયાએ અને ખલાસીએ તો આટલુંજ જોયું. પણ પેલાં બચ્ચાંઓ તો એમ કહેતાં હતાં કે કોઇ ઘણુજ ખુબ-સુરત અને ઝળકાટ ભર્યું આદમી તેમની આગળ પાણીમાં ઉભું હતું

અને તે બન્ને છોકરાંઓને પકડી કીનારા તરફ લાવતું હતું. બચ્ચાંઓની વાતને એક બીજી ગોવાહીથી ટેકો મલ્યો, તે એ કે જ્યારે બચ્ચાંઓનાં પાણીમાં પડવાથી આયાએ ધભરાટથી ચીસ પાડી ત્યારે તે ખલાસીની નાની છોકરી જે કેબીનમાં હતી તે તે જગ્યાએ દોડી ગઇ હતી, તે કહેવા લાગી કે એક ખુબસુરત બાઇ તે છોકરાંઓને પાણીમાં તેરવી કીનારા તરફ લાવતી હતી.

આ બાબદની પુરતી સાહદત વિનાં એ બાબદમાં મદદ કરનાર ફરેસ્તો કોણ હતો તેનો પુરતો ખુલાસો કરવાને અશકય લાગે છે. પણ ઘણું ખરૂં એમ લાગે છે કે આ બાબદમાં કામ કરનાર કોઇ પૂખ્ત તૈયાર થયલું આદમી અશો પુરૂષ (મહાત્મા) હોવો જોઇએ, કે જે પોતાનાં મીનોઇ શરીર (astral body) વડે જ્યાંત્યાં ઝટ કામ કરી શકે છે. એ કઇ જાતની મદદ અને કેવી રીતે આપવામાં આવે છે તે હવે પછી જણાવવામાં આવશે.

જાણીતો પાદરી દાકતર જોન મેસલનીલ એક દાખલો જણાવે છે, તે કહે છે કે એક આદમી જેની બાએડી તુરતની મરણ પામેલી હતી, તે એક દહાડે પોતાંનાં નાંનાં છોકરાઓને લઇને એક ગામમાં પોતાનાં દોસ્તને ઘર મળવા ગયો. તે એક જુદું ઘર હતું અને તેના નીચલા ભાગોમાં લાંબી અંધારી ચાલો હતી, કે જેમાં તે છોકરાંઓ રમતાં રમતાં નીચેથી માળ ઉપર આવ્યાં અને લગાર ગભરાટથી કહેવા લાગ્યાં કે “હમે ચાલમાં રમતાં હતાં તેવામાં માએ (જે મરી ગઇ હતી તે) આયાં, અને હમને પાછાં જવાને ફરમાવ્યું.” તપાસ કરતાં માલમ પડયું કે અંધારી ચાલમાં પેલાં છોકરાંઓ રમતાં હતાં તેની ઘણીજ નજદીક એક ખુલ્લો અને ઉંડો કુવો હતો, અને પેલી માએનાં રૂહે આવી છોકરાંઓને ચેતાવી પાછા ફેરવ્યા ન હતે તો જરૂર તેઓ રમતાં રમતાં તે કુવામાં પડતે.

આ દાખલામાં બેશક માલમ પડે છે કે છોકરાંઓની માતા જે મરી ગઇ હતી તેણી આકાશી જેહાન ઉપરથી છોકરાંઓ ઉપર મોહોબત સાથે દેખરેખ રાખતી હતી અને છોકરાંઓનાં જોખમ ભર્યા વખતે તેણીની તેઓને બચાવવાની જુસ્સા ભરી ઇચ્છાએ આકાર લીધો હોય, અથવા તો છોકરાંઓ ઉપર “પાછા જાઓ” એવા ખુલ્લા શબ્દોથી અસર પણ કીધી

હોય, એ બનવા જોગ છે. આવા બનાવમાં એમ પણ બનવુ શક્ય છે કે મદદ કરનાર કોઈ બીજો ગેબી પુરૂષ હોય, અને બચ્ચાંઓ બીહે નહી તેથી તેઓને પસંદ પડતો તેઓની માએનો પોતે આકાર લઇ તે બચ્ચાંઓને પાછાં જવાને સમજાવે.

માણસની લાગણીઓમાં માતાનો પ્યાર ઘણોજ પવિત્ર અને આપમતલબ વગરનો હોવાથી તે ઘણા ચઢતા તબક્કા ઉપરથી પણ રામબાણ કામ કરે છે. માતાનો પ્યાર ફક્ત કાંમીક ભુવન અથવા આકાશી જેહાંન જે આ દુનિયાંની નજદીકનું ભુવન કહેવાય છે, કે જ્યાંથી તે છોકરાંઓને ખુલ્લી રીતે જોઇ શકાય, ત્યાંથીજ તેમને (છોકરાંઓને) મદદ કરવાને શકિતવાન થાય એટલુંજ નહી પણ ચઢતાં ભુવન યાને બેહેસ્તમાંથી પણ માએ પોતાનાં બચ્ચાં તરફના પ્યારનો જોસ છોકરાંઓ જેઓ આ દુનિયાંમાં હોય તેઓ તરફ મોકલી શકે છે, અને તેથી તે બચ્ચાંઓને કાંઇ ઓરજ શકિત અને ખુશાલી લાગે છે, કે જે શકિતને સાધારણ રીતે લોકો ગેબી રક્ષણ કરનાર ફરેસ્તો એવે નાંમે પણ ઓળખે છે.

થોડાજ વખતની વાત ઉપર એક ચોકસ બીશપ યાને ખ્રીસ્તી ધર્મગુરૂની છોકરી તેણીની માં સાથે રસ્તામાં ફરતી હતી, તેવામાં તે છોકરી એક ગાડીની તળીએ આવી ગઇ. જ્યારે માંએ પોતાની દીકરીને ઘોડાઓનાં પગ તળે પડેલી દીઠી ત્યારે તેણીએ નક્કી જાણ્યું કે છોકરીને ઘણીજ ઇજા થઇ હશે, અને તેણીને મદદ કરવા દોડી. પણ તેવામાં તો તે છોકરી ખુશીથી ઉભી થઇ ગઇ અને બોલી, "માએજી મને કાંઇજ ઇજા થઇ નથી, કારણકે કાંઇ સફેદ પોશાકનું હતું તેણે ઘોડાઓને આગળ વધતા અટકાવી રાખ્યા, અને મને કહ્યું કે બીહીતી નાં."

બર્નહામ બીચાંસની પડોશમાં બકીંગહાંમશાએરમાં જે એક બનાવ બન્યો તે એટલા માટે પ્રખ્યાત છે કે તેમાં જે કાંઇ ગેબી મદદ આપવામાં આવી હતી, તે લગભગ અર્ધો કલાક સુધી ટકી રહી હતી, જ્યારે ઉપર કહેલા બનાવમાં કાંઇ એટલો બધો વાર લાગ્યો ન હતો.

એક ખેડુતનાં બે છોકરાં એકલાં રમતાં હતાં, જ્યારે તેમનાં માબાપ અને આખું ઘર કાપણી કરવાનાં કાંમમાં રોકાયું હતું. તે નાંનાં ભુલકાંઓ ખેતરમાં રમતાં રમતાં ભુલાં પડયાં. જ્યારે સાંજનાં માંબાપો કામકાજથી

ફારેગ થયાં, ત્યારે છોકરાંઓ નહી મલવાથી આસપાસ તલાશ ચલાવી, અને સઘળે ઠેકાંણે તપાસ માટે માંણસો દોડાવ્યાં. તેઓની કોશેશ સઘળી ફોકટ ગઇ, અને હાંકો ઉપર હાંકો મારી, પણ કાંઇ જવાબ પાછો આવ્યો નહીં. આખરે સઘળાં ખોલ કરનારાં એક જગાએ નીરાશ થઈ પાછાં એકઠાં થયાં, તેવામાં તેઓને એક નવાઇ જેવી રોશની ખેતરો મધેથી પસાર થઈ રસ્તા તરફ આવતી જણાઇ. તે રોશની જાણે સુનાનાં ઝલકાટ ભર્યા 'ગોળા'માંથી નીકલતી હતી, અને તે ગોળો સાધારણ દીવાનાં ગોળાં જેવો ન હતો. જેમ જેમ તે રોશની નજદીક આવતી ગઇ તેમ તેમ માલમ પડયું કે તે રોશનીની એક એક બાજુ પેલાં બે છોકરાંઓ ધીમે ધીમે ચાલતાં હતાં. તે બચ્ચાંનો બાપ અને બીજાં કેટલાંક તુરત તે રોશની તરફ દોડી ગયાં. જ્યાં સુધી તેઓ તે બચ્ચાંની છેક નજદીક સુધી ગયાં ત્યાં સુધી તે રોશની વગેરે દેખાયા કરતી હતી, પણ જેવાં તે છોકરાંઓને તેઓએ પકડયાં કે પેલી રોશની એકાએક ગેબ થઇ ગઇ. છોકરાંઓ એવો ખુલાસો કરતાં હતાં કે રાત પડી ત્યાં સુધી તેઓ રડતાં રડતાં જંગલમાં રખડતાં હતાં, અને આખરે થાકીને તેઓ એક ઝાડ તળે ઉંઘાઇ ગયાં. તેઓએ કહ્યુ કે પછી તેમને કોઇ એક ખુબસુરત બાઇએ ઉઠાડયાં કે જેના હાથમાં બતી હતી, અને પછી તે બાઇ તેમને ઘર તરફ લાવતી હતી, તે છોકરાંઓ બોલ્યાં કે જ્યારેબી તેણીને તેઓ કાંઇ પુછતાં હતાં ત્યારે તેણી હસ્તી હતી, પણ એક શબ્દ પણ બોલતી ન હતી. આ વાત બેઉ છોકરાં એક સરખી રીતે કહેતાં હતાં, અને બીજુ નવાઇ જેવું એ હતું કે જ્યારે સઘળાંઓએ તે રોશની જોઇ કે જે રોશનીથી આસપાસનાં ઝાડો અને ઝાડીઓ પ્રકાશમાન થઇ હતી, પણ તે બતી પકડનાર બાઇ તે છોકરાંઓ સીવાય કોઇ બીજાંની નજરે પડતી નહીં હતી.

[એવું માલમ પડે છે કે, ઉમરે પોહોંચેલાં માણસો કરતાં બાળકોને ફરેસ્તાઓની મદદ વધારે મળે છે. તેનું કારણ એ હોય કે બાળકોની હાલત વધારે નિર્દોષ હોવાથી તેમની આસપાસનું ઓરેહ ફરેસ્તાઓની મદદને માટે વધારે લાયક ગણાય. સામાન્ય આદમ જાતના સંબંધમાં જોતાં પણ માણુસ જાત જ્યારે બાળપણમાં હતી ત્યારે હમણાનાં કરતાં તેને ફરેસ્તાઓની પાધરી મદદ વારે વારે મળતી હતી, એવા દાખલા જે આપણે અસલી તવારીખ અને દંતકથાઓમાં વાંચીયે છીયે, તે બનવા જોગ છે.—અધીપતી, **ચેરાગ.**]

# ગેબી મદદગારો.

## પ્રકરણ ૩ જું.

## જાતી અનુભવ.

આગળ કહેવામાં આવેલી સઘળી હકીકતો સારી પેઠે જણાયલી છે અને તેમનું બ્યાન કેટલીક ચોપડીઓમાં અને મુખ્ય કરીને ડાકતર લીની ચોપડીમાં* નોંધાયલી માલમ પડશે. પણ બે દાખલા જે હું અત્રે આપવા માગું છું તેઓને કદી આગળ છાપી પ્રગટ કરવામાં આવ્યા ન હતા. એ બન્ને બનાવો છેલાં દશ વર્ષનાં અરસામાં બન્યા છે, તેમાંનો એક બનાવ મારા સંબંધમાં બનેલો છે, અને બીજો મારા એક દોસતદારનાં સંબંધમાં બનેલો છે, જે થિઓસોફીકલ સોસાયટીનાં એક આગેવાન સભાસદ છે, અને જેનાં કીધેલાં બ્યાનની હકીકતમાં જરા પણ શક હોય નહીં. મારી પોતાની બાબદ તો ઘણીજ સાદી છે, તો જોકે મારે મનથી તો તે ઘણીજ અગત્યની છે, કારણ કે તે બનાવથી હું મરતો સેહેજમાં બચી ગયો હતો. એક તોફાની અને સરદ રાત્રે મારી છત્રી વાવીઓડાંથી દૂર પળે ઉડી જતી અટકાવવાને કોશેશ કરતો કરતો, વેસ્તર્નઓર્નગ્રુવની નજદીકનાં એક એકાંત પાછલા મોહલ્લામાંથી હું ચાલી જતો હતો. એકાએક ચોંકી ઉઠું તેમ મારા કાનમાં કાંઇ અવાજ પડયો, અને તે અવાજને હું સારી પેઠે ઓલખું છું, કારણ કે તે મારા હીંદુસ્થાનમાં વસ્તા ગુરૂનો હતો. તે અવાજે મને કહ્યું: "પછવાડે કુદ"! વિચાર કરવાને વખત મલે તે અગાઉ તાબડ તોબ હું એક સંચાની પેઠે તાબેદારીથી જોસભર પછવાડે હડી ગયો. જેવો હું પાછો હડયો તેવોજ મારા હાથમાંની છત્રી જે હવાને લીધે આગળ ખેંચાઇ રહી હતી, તે જોસમાં મારા હાથમાં અથડી, અને એક મોટી મસ ધાતુંની ચીમની (ધુમાડીઉં) હું ચાલતો હતો તે રસ્તા ઉપર મારાથી એક વારનાં છેટાંની અંદર જોસભર મોટા અવાજ સાથે પડી. તે ધુમાંડયાંનાં ભારી વજનથી અને તેનાં જોસભર પડવાને સબબે, જો મને ચેતવણી આપવામાં આવી ન હતે તો, હું જરૂર ત્યાં ને ત્યાં છુંદાઇને મરણ પાંમ્યો હતે. તો જો કે તે મોહલ્લો તદ્દન વસ્તી વગરનો અને ખાલી હતો, અને તે અવાજ તે આદમીનો હતો કે જેનું ખાકી શરીર મારાથી સાત હજાર માઇલ દૂર હતું.

---

* "More Glimpses of the World Unknown."

આવી ગેબી મદદ મને કાંઇ આ એકજ વેળા આપવામાં આવી હતી એમ નથી: થિઓસોફીકલ સોસાયટી સ્થપાઇ તેની ઘણી આગમચ એક વેળાએ મારૂં જે એક પ્યારૂં હતું અને જે ગુજરી ગયું હતુ, તેનાં રવાને એક વેળા મને કાંઇ ખોટું કામ કરતો અટકાવ્યો હતો. જો કે જે વેળા હું તે કામ કરવાને તૈયાર થયો હતો તે વેળા તે કાંમ મને ખોટું દેખાતું ન હતું, પણ વેર લેવા માટે ઘટતું હું સમજતો હતો, અને આજે હું જોઉં છું કે જો તે કામ કદાચ મેં કીધું હતે તો તે કાંમ મારે માટે ઘણું ગુનાહ ભરેલું થઇ પડતે. વળી એક વેળાએ મને એક બીજા માણસને કાંઇ કાંમ કરવાથી અટકાવવાને સુચવવામાં આવ્યું હતું, તો જો કે તે વખતે તેનું અયોગ્યપણું મને દીસ્તું ન હતું, અને આજે મને પુરતું માલમ પડે છે કે જો તે માણસને તે કાંમ કરતો અટકાવવામાં આવ્યો ન હતે તો પરિણામ ઘણુંજ ભયંકાર નીપજતે. આ ઉપરની હકીકતો વિષે મને પોતાને જાતી અનુભવ હતો તો જો કે હાલમાં તો તે ગેબી ચાલુ મદદ વિષે હું તદ્દન વાકેફ છું.

બીજો દાખલો લગાર ઘણો નવાઇ જેવો છે. એક વેળા થીઓસોફીકલ સોસાયટીનાં એક સભાસદ, જેણી પોતાનું નાંમ જાહેર કરવાને મને મના કરે છે, પણ તેણીનાં સંબંધમાં બનેલી હકીકત જાહેરમાં મુકવાને અડચણ લેતાં નથી, તેણી કહેછે કે એક દહાડે તેણી એક કાંઇ શરીરને લગતી હાડમારીના વમલમાં આવી પડી. કાંઇક બનાવ બનવાને સબબે—કે જેનું ઘાં બ્યાન કરવાની જરૂર નથી—તેણી એક મોહલામાં જ્યાં તોફાની 'બારકસો' મારામારીમાં ગુંતાઇ ગયલાં હતાં તેઓની વચોવચ આવી પડી. ઘણાંક તેણીની નજર આગળ માર ખાઇ નીચે પડતા, અને ઘણાઓને ઘણી ગંભીર રીતે ઇજા થતી તેણી જોતી હતી. તેવોજ કાંઇ માંઠો બનાવ તેણી-નાં બાબમાં પણ બને એવો પુરો સંભવ હતો. કારણ કે તે મારામારીનાં મુખડામાંથી બાહર નીકળવું તદ્દન મુશકેળ હતું. તેવામાં તેણીને કાંઇ અજબ જેવી લાગણી પોતાનાં શરીરમાં થયલી જણાઇ, અને તેણીને તે ટોળાંમાંથી કોઇ બહાર લઇ જતું હોય એમ લાગ્યું, તેણી જોય શું કે તુરત તેણીએ પોતાને પાસેનાં ખાલી મોહલ્લામાં વગર હરકત થવે આવી ઉભેલી જોઇ. તેણીને ઘાં પણ પાસેનાં મોહલ્લામાં થતી મારામારીનો અવાજ સંભળાતો હતો, અને એ શું બન્યું, હું કેમ ઘાં આવી પોહચી, એવા વિચારમાં તેણી ગરકાવ હતી, તેવામાં મારામારીમાંથી બચી આવેલા બે ત્રણ પુરૂશો તેણીની આગળ ખુશાળી અને અજાયબી દેખાડતા આવી પોંહચ્યાં,

અને બોલ્યા કે, "તમો હીમતવાન બાનું જ્યારે ત્યાં દેખાયાં નહી ત્યારે અમે તો એમ જાણ્યું કે તમને પણ મારી નાંખ્યાંજ હશે!" તે વખતે તેણી એ બાબદનો કાંઇજ ખુલાસો કરી શકી નહીં, અને વિચારમાં ગરકાવ થઇ ઘર આવી. પણ જ્યારે ત્યાર પછી લાંબે વખતે તેણીએ આ બીનાં મેડમ બ્લાવાતસ્કી આગળ કહી અને તેનો ખુલાસો પુછ્યો, ત્યારે મેડમ બ્લાવાતસ્કીએ કહ્યું કે તેણીનું કર્મ ભયભરેલા સંજોગમાંથી બચી જવાને લાયકનું હોવાથી માહત્માઓએ ખાસ પોતાનાં કોઇ ચેલાને મોકલી આપી તેમનો જીવ બંચાવ્યો હતો, કારણ કે તેઓને ખબર હતી કે પછવાડેથી તમારી જીંદગી તેઓનાં લોક કલ્યાણ કાંમમાં ઘણીજ ઉપ્યોગી થઇ પડવાની હતી.

આ બનાવ બે બાબદોથી ઘણોજ અજાયબ જેવો છે: એકતો એ કે એ બનાવ આવી ખુલી રીતે લોકોને જાણીતી રીતે બન્યો છે; અને બીજું એ કે, એમાં જે કાંઇ ગેબી શકિત વાપરવામાં આવી છે તેનાં બળનું પ્રમાણ પણ મોટું છે. એ બનાવ કેમ બન્યો તે વિષે ખોલાસો કરવાનું કાંઇ ઘણું મુશકેળ નથી. તેણીને એકદમ વચમાં આવતાં ઘરોનાં મથાલાં સુધી ઉંચકી લઇ પાસેનાં મોહલ્લામાં મુકી દેવામાં આવેલી હોવી જોઇએ; અને હવામાં તેણીનું શરીર ઉપર જતું દેખાતું ન હતું તેનું કારણ એજ કે ગેબી કામ કરનાર પુરૂષો તેણીનાં શરીરની આસપાસ કાંઇક "ઇથરીક" પદાર્થનુ શુક્ષમ પડ કરી દીધેલું હોવું જોઇએ કે જેથી તે ખાકી દ્રષ્ટીથી દેખાઇ શકે નહીં. કદાચ એમ વાંધો લેવામાં આવે કે જે કાંઇ પદાર્થ ખાકી પદાર્થને ઢાંકી શકે તે પોતે ખાકી હોવો જોઇએ, નહી તો તે દેખાવોજ જોઇએ, તો તેનાં ઉત્તરમાં એમ કહેવામાં આવે છે કે સઘળા ગુપ્ત જ્ઞાનનાં વિદ્યાર્થીઓને એક રીત માલમ હોય છે જેથી તેઓ રોશનીનાં કીરણોને ફેરવી શકે છે. રોશનીનાં કીરણોને એક ચીજનાં સંબંધમાં ફેરવી નાંખી પછી પાછાં તેમને અસલ રીત પ્રમાણે સીધાં ફેંકાતાં રાખવાથી તે દરમ્યાન આવેલી ચીજ ખાકી આંખને બીલકુલ દેખાતી નથી. કદાચ આ બીનાં હાલનાં વિદ્યાર્થીઓને મનથી વગર અક્કલની માલમ પડશે, પણ તેમાં મારો કાંઇ ચારો નથી; હું તો જે કાંઇ હકીકત છે તે જાહેર કરૂં છુ, અને ખાતરજમાં રાખું છું કે ભવિષ્યમાં જ્યારે ગુપ્ત વિદ્યાનું જ્ઞાન વધારે ફેલાશે ત્યારે આ બાબદ વિષે સર્વેની ખાતરી થશે; અને ગુપ્ત જ્ઞાનનાં વિદ્યાર્થીઓ સિવાએ બીજાઓને તે વાતની ખાત્રી થવા માટે થોભવું પડશે.*

---

* જો ગારોડી જેવા હલકા જાદુગરો સાધારણ માણસની "નજરને બાંધી" શકતા હોય, તો પછી અશોઇના તરીકા ઉપર ચાલનારાઓ સુર્યના કીરણોનો વેગ બદલી ચોકસ પરિણામ કાં નહીં ઉપજાવી શકે?—અધીપતી, **ચેરાગ.**

આ બનાવમાં બનેલી હકીકત ગુપ્ત જ્ઞાનની થોડી ઘણી બાબદ સમજનારને પણ ઘણી ગુચવણ ભરેલી લાગે છે, અને આ બનાંવ ઘણોજ વીસમય પમાડનારો છે, તો જો કે જે બાઇનાં બાબમાં એ બનાવ બન્યો છે તેનું જો હું નાંમ દેઉં તો મારા સર્વે વાંચનારની ખાત્રી થાય કે એ બનાવમાં જરા પણ બનાવટ કે સહરાગાત હોવી ન જોઇએ. પણ આએ બનાવો જેને આપણે સાધારણ રીતે ફરેસ્તાઓની મદદ એવે નાંમે ઓળખીએ છીએ, તેનો તેઓનાં ગેબી મહાભારત કાંમમાં એક નાંનો જેવો ભાગ છે. તેઓનું બીજું કાંમ કઇ તરેહનું હોય છે, તેની કાંઇ સમજ મેળવવાને આપણે કોશેશ કરીએ તે અગાઉ એ મદદ કરનારાઓ કોણ હોય છે, તેઓનાં કેવા વર્ગો હોય છે, તેની કાંઇ સમજ અત્રે લેવાની તજવીજ કરીશું.

---

## પ્રકરણ ૪ થું.

## ગેબી મદદગારો.

આકાશી જેહાનમાં કામ કરતા સઘળા વર્ગોમાંથી ઘણાકો એવી મદદ કરી શકે. તેઓમાં યજદો હોય, કે કુદરત બાંધનારા ફરેસ્તાઓ ( Nature Spirits ) હોય, અથવા ગુજર પામેલાંઓના રવાનો પણ હોય. તેમાં મુખ્ય કરીને મહાત્માઓ અને તેમના ચેલાઓ, જેઓ ખાકી જીંદગીમાં હૈયાતી ભોગવતા હોય, તે છતાં આ આકાશી જેહાંનમાં કામ કરી શકે છે, તેઓ હોય છે. એ બાબદની બારીકીથી તપાસ કરતાં તો માલમ પડે છે કે, જો કે ઉપર કહેલા સઘળા વર્ગો આ પ્રમાણે મદદ કરી શકે છે તે છતાં, તે સઘળાઓનો એ કામમાં હીસ્સો એટલો થોડો હોય છે કે એ બાબદમાં કામ કરનારાઓમાં ઘણા ખરા કાંઇ એકજ વર્ગનાં હોય છે. પહેલાં તો આ કામ આકાશી જેહાંનમાં કે તે જેહાંનની મારફતે કરવામાં આવતું હોવાથી, એ બાબદનો ખોલાસો સહેલાઇથી થઇ શકે એમ છે.

જો એક મોટો વિદ્વાન રસ્તા ઉપર ખડી પુરવાના કામમાં રોકાય તો તેની શક્તિ બરબાદ થયલી અથવા તેનો ગેર ઉપ્યોગ થયલો કહેવાય છે. તેમજ જો એક મહાત્મા પોતાની બળવાન શક્તિ માત્ર "એસત્રલ પ્લેન" યાને આકાશી જેહાંનમાંજ ખરચે તો તે મહાત્માની શક્તિ તેથી પણ વધારે બરબાદ થયલી ગણાય.

એક સંપુર્ણ મહાત્મામાં કેટલી બધી શક્તિ હોય છે તેનો જેને સેહેજ પણ ખ્યાલ હશે તેને આ સમજ પડશે.

મહાત્માઓનું યાને સંપુર્ણ અશો પુરૂષોનું કાંમ ચઢતાં ભુવનો અથવા આસમાનો ઉપર હોય છે, મુખ્ય કરીને બેહેસ્તના ભુવન ઉપર, કે જ્યાંથી તેઓની વાપરેલી શકિત ઘણીજ ઉપયોગી થઇ પડે છે, અને માણસનાં ખાસ રવાનને મદદ કરવાને અને અસર કરવાને લાયકની હોય છે, કે જે કામ ખાલી ખાકી અને કાંમીક શરીરોને લગતી મદદ કરતાં ઘણુંજ ચઢતું અને લાંબો વખત ચાલે એવું હોય છે. વળી જ્યારે ચઢતા તબકકા ઉપરનું કાંમ એવું હોય છે કે જે કરવાને તેજ મહાત્મા શકિત-વાન હોય છે, ત્યારે તેથી ઉતરતાં કામીક ભુવન ઉપર તો તેનો (મહાત્માનો) કોઇક ચેલો, જે એ કાંમમાં હજુર તાલીમ લેતો હોય અને જે મહાત્મા જેવી બળવાન શકિત મેળવવાની સીડી ઉપર હજી ચઢતો હોય, તે પણ કરી શકે એમ હોય છે.

આ ખુલાસો યજદોનાં બાબમાં પણ લાગુ પડે છે. યજદોનો તાલુકો મનુષ્યોને લગતાં ભુવનો કરતાં કાંઇ ચઢતાંજ ભુવનો ઉપરનો હોવાથી તેઓ-ને માણસો સાથે ઘણો થોડો સંબંધ હોય છે; અને વળી તેઓ મધેના, કેટલાકો જેઓ એ પ્રમાણે માણસને તેની ઘણીજ ભાવીક બંદગી અને મીનત-જારીને લીધે મદદ કરે છે, તેઓ માણસને ખાકી અને કાંમીક ભુવન ઉપરથી નહીં પણ મનને લગતાં ભુવન ઉપરથી મદદ કરે છે. ઘણા ખરા યજદો તો માણસોને તેમનાં મરણ બાદ સ્વર્ગમાં યાને બેહસ્તને લગતાં ભુવનો ઉપર મદદ કરે છે. બેહસ્તનાં મુલકની* બાબદોને લગતું એક પુસ્તક* રચવામાં આવ્યું હતું તે વેળા બેહસ્તને લગતાં ભુવન ઉપર કાંઇ ખોળ કરવામાં આવી હતી. તે વેળા બે દાખલા નજરે પડયા હતા: તેમાં એક તો એક યજદ એક ગવૈયાને કાંઇ ખોદાઇ ગાયનો શીખાડવામાં મશગુલ હતો, અને બીજો યજદ એક ખગોળ વેત્તાને સૃષ્ટિની રચનાંને લગતું કાંઇક જ્ઞાન આપવાને રોકાયલો હતો.

માણસોની ચઢતી ખાહેશોનાં પ્રમાણમાં તેમનાં મરણ બાદ માણસ જાતનાં જ્ઞાનમાં વધારો કરવાને અને તેમને પ્રગટીકરણનાં વૃધ્ધી માર્ગમાં આગળ દોરવવાને જે યજદો કાંમે રોકાયલા છે તેઓનાં સંખ્યાબંધ તેવાં કામોમાંથી ઉપલા દાખલામાં માત્ર બે દરશાવામાં આવ્યા છે. જો કે બીજી

---

* "Devachanic Plane," by C. W. Leadbeater.

પણ રીતો હોય છે કે જેથી એવી યજદી મદદ ખુદ આ દુનિયાંમાં પણ મેળવી શકાય, પણ તે મેળવવાને માટે માણસે પોતે તેઓનાં જેવા અશો બની તેઓને પોંહચીને મેળવવાની છે, અને નહીં કે તેઓને કાંઇ હલકા પ્રયોગોથી જગાડી નીચે તાણીને મેલવવાની હોય. પૃથ્વિ ઉપર જે નીચે ખેંચાઇ આવે તે ઘણુ કરી હલકા દરજ્જાના દેવલાઓ હોય છે.

આપણી ખાકી જીંદગીનાં સાધારણ કાંમોમાં એક યજદ કદાચજ વચે આવે છે. તે યજદ પોતાનાં બીજા મહાભારત કાંમોમાં એવો મશગુલ હોય છે કે તેને આપણા ખાકી જીંદગીનાં કાંમોનો ખ્યાલ પણ આવતો નથી; અને જો કે કોઇ કોઇ વેળા એવું બને છે કે એકાદ માણસનાં કાંઇ વધારે દલગીરી ભર્યા કે માઠા બનાવ વખતે એકાદ યજદની દયા ખેંચાય છે અને તે માણસને કાંઇક રાહત આપવાની તે યજદને ખાહેશ પણ થાય છે, છતાં તે યજદ પોતાનાં બોહલાં જ્ઞાનને લીધે એટલું તો જાણે છે કે તે માણસને તેનાં ગમે એવા દલગીરી કે માઠા બનાવ વખતે મદદ કરવાથી ભવિષમાં તે આદમીનું ભલું થવાનાં કરતાં બોર નુકસાન થશે.

ઘણાજ આગળા જમાનામાં જ્યારે માણસ જાત ઘણીજ બચગીમાં હતી, યાને હાલનાં જેવી જ્ઞાનમાં આગળ વધેલી ન હતી, ત્યારે તેને હાલમાં ખુદ માણસ તરફથી જે મદદ મલે છે તેનાં કરતાં બહારની મદદની જરૂર હતી અને તે મલતી હતી. તે વખતે જયારે પેગમ્બરો અને મનુઓ, તેમજ બીજા મોટા શીક્ષકો માણસને જ્ઞાન આપવા માટે ખાસ યજદી વર્ગમાંથીજ આવતા હતા,* તે વખતે તેમને ખાકી અને એસ્ત્રલ ભુવનને લગતી મદદ પણ યજદી વર્ગોમાંથીજ મલતી હતી. પણ હાલમાં જ્યારે માણસ જાત આગળ વધી છે, અને ખુદ એવી મદદ આપી શકે એટલાં જ્ઞાન સુધી કેટલાંક માણસો પોંહચ્યાથી, તેવું કામ માણસો પોતેજ બજાવે છે, અને તેથી ચઢતાં ભુવનો ઉપરનું કામ જેઓ તે કરવાને શકિતવાન હોય તેઓને તે બજાવાને મોકલાસ મલેલો હોય છે.

આટલા ઉપરથી ખુલ્લુ થાય છે કે જે જાતની ગેબી મદદ વિષે અત્રે લખાણ કરીએ છીયે તેવી મદદ કરવાને મરદો તેમજ ઓરતો તેઓનાં

---

* અશો જરથોશ્ત સાહેબ પણ એક યજદ હતા :—

**અષય દધાંમિ હઓમેમ્ચ પર હઓમેમ્ચ ક્ષ્નુમઇને જરથુશ્ત્રેહે સ્પિતામહે અષઓનો ફ્રવષેએ અઓખ્તો નામનો યજતહે**—(આ હોમ અને હોમનો રસ સ્પિતમ જરથુશ્ત્ર જે મશહુર યજદ છે તેની ફ્રવષીની ક્ષનુદીને માટે અશોઇથી અર્પણ કરૂં છું.)—**યજશ્ને,** હા ૭, ફ. ૨૧.—અધીપતી, **ચેરાગ.**

મીનોઇ માર્ગનાં ચોક્કસ તબક્કામાં આવતે લાયક થાય છે. એ કામમાં ઘણું કરી સંપુર્ણ મહાત્માઓ હાથ ઘાલતા નથી, કારણ કે તેઓ એથી ચહતું અને વધારે ઉપયોગી કામ કરી શકે છે. તેમજ એ કામ સાધારણ આદમી જેમાં ખાસ મીનોઇ પ્રકાશની ખીલવણી થઇ ન હોય તેનાથીએ બની શકતું નથી. આટલા ઉપરથી હવે આપણને ખુલ્લું માલમ પડશે કે આકાશી જેહાંન અને મનને લગતાં ભુવનો મધેથી ઉતરતાં ભુવનો ઉપર કામ કરનારાઓમાં મુખ્ય હાથ મહાત્માઓનાં ચેલાઓના હોય છે, જેઓ જો કે મહાત્માઓનાં જેવા ચહતા તબક્કા ઉપર પોંહચ્યા નથી, તે છતાં, તેઓ પોતાની કોશેશથી એટલા તબકકા સુધી આવી પુગેલા હોય છે કે જ્યાંથી તેઓ ખાકી શરીરમાં હૈયાતી ભોગવતા છતાં આકાશી ભુવન ઉપર પુરતા હોશ અને જ્ઞાન સહીત કાંમ કરવાને શક્તિવાન હોય છે.

આવા ચેલાઓમાં જેઓ ખાકી શરીરને લગતી જાગૃત હાલત અને આકાશી શરીરને લગતી સ્વપ્ન અવસ્થાની વચેની હાલતની દોરી પકડવાને લાયક થયા હોય તેઓ સ્વપ્ન હાલતમાં બીજી દુનિયાંઓમાં શું શું શીખવવામાં આવે છે, તેનું સઘળું જ્ઞાન જાગૃત હાલતમાં લાવી શકે છે; યાને તેઓને સઘળુ સજાગરૂ થતાં પુરે પુરૂ યાદ આવે છે. પણ ચેલાઓમાંથી ઘણાએકો જેઓને સજાગરૂ થતાં સ્વપ્ન હાલતની ખબર બરોબર સીલસીલાબંધ યાદ રહેતી નથી તેથી એમ નહીં જાણવું કે તેઓએ સ્વપ્નમાં પોતાનો વખત અમસ્થો ગુમાવ્યો. તેઓ પણ તે હાલતમા મનુષ્ય જાતને મદદ કરવાનાં ઉમદા અને આપ મતલબ વગરનાં કામમાં મશગુલ હોય છે.

તેઓ કેવી જાતનું કામ કરે તે સમજવાને આપણે કોશેશ કરીએ તે અગાઉ એ બાબદ માટે જે કાંઇ વાંધો દેખાડવામાં આવે છે તેનો ફડચો અતરે કરીશું; અને સાથે સાથે એ કાંમમાં જે કાંઇ થોડો હીસ્સો કુદરત બાંધનાર દેવતાઓ (nature spirits) અને મરણ પાંમેલાંઓ યાને ખાકી શરીર છોડી ગએલાઓનાં રવાનો લેછે તે માટે પણ જણાવી દઇશું.

કેટલાકો જેઓ થિઓસોફીને લગતી બાબદ બરોબર સમજ્યા નથી તેઓ વારે ઘડીએ એવો શક બતાવે છે કે કેટલાંક આદમીઓ જેઓ વધારે તંગી ભોગવે છે અથવા દુઃખી થાય છે તેમને ખાકી ભુવન ઉપર તેમજ આકાશી જેહાંન ઉપર મદદ કરવી વાજેબ છે કે નહીં, અથવા તો તેમ મદદ કરવાથી કુદરતનાં રચેલા કર્મનાં કાયદાનો ભંગ થાય છે કે કેમ. વળી તેઓ બોલે છે કે દરેક માણસની હાલત તેને સરજતમાં મળેલી છે અને તેણે આગળ કીધેલાં પાપો માટે તે હાલ સજા ભોગવે છે, તેથી તેમને

બાકી તેમજ આકાસી ભુવન ઉપર મદદ કરીએ તો કુદરતનાં કાંમમાં નડતલ તો નહી થાય? હવે જેઓ આ પ્રમાણે શક બતાવી આવી સુચનાઓ કરે છે તેઓ અંજાણુપણે અભીમાન અને ખાલી કલ્પનાં જાહેર કરે છે: પહેલું તો એ કે જાણે તેઓ પુરેપુરૂ જાણે છે કે એક માણસનું કર્મ શું છે અને કયાં સુધી તેને તે ભોગવવાનું છે. બીજું તો એ કે તેઓ આજકાલનાં મગતરાં જેવા કાંઇ એવો ફાંકો રાખે છે કે તેઓનાં એકાદ કામથી કુદરતનો મહાભારત કાએદોજ કાંઇ ઉલટાઇ શકે. આપણે સારી પેઠે જાણવું જોઇએ કે કર્મને લગતા યજદોનાં કામો આપણી મદદ વગર પણ બરોબર ચાલી શકે છે, અને આપણે કદી એમ ડર રાખવો નહી કે આપણાં એવાં કામથી યજદોનાં કાંમમાં સેહજ પણ હરકત થાય.

જો એક આદમીનું કર્મ એવું હશે કે તેને મદદ થવીજ નહી જોઇએ તો આપણી તેને મદદ કરવાની સઘળી કોશેશ છતાં તેને તે મદદ મલી શકશે નહીં, તો જોકે આપણી કોશશનાં બદલામાં આપણને તો ફાયદો થશેજ. એક માણસનું કર્મ કેવું છે તે તપાસવાનું આપણું કાંમ નથી. આપણી ફરજ એટલીજ છે કે આપણાથી બને તેટલી મદદ આપણે આપવી; આપણો હક કાંમ કરવાનો છે, પરિણામ મોટા સરદારો યાને દેખરેખ રાખનાંરા યજદોનાં હાથમાં સોંપવું. આપણે કેમ કહી શકીએ કે એક માણસનું કર્મ શું છે અને કેવું છે? માત્ર એટલું આપણને માલમ પડે છે કે તે માણસનું કર્મ તેજ પલે ખલાસ થયલું હોવું જોઇએ, અને તેજ વખતે તેને મદદ કરીને તેની ગમગીની અને સંતાપમાંથી તેને મોકલો કરવાને હાથ અને મદદ લંબાવવાં જોઇએ. જો આપણે તેને મદદ **કરી શકતા** હોઇએ તો તેજ બીનાં બતાવે છે કે તે માણસને આપણી મદદ મેલવવાનો હક છે. પણ જ્યાં સુધી એમ મદદ કરવાને આપણે કોશેશ કરીએ નહી ત્યાં સુધી આપણને એમ માલમ પડતું નથી. કોઇબી રીતે કર્મનો કાયદો પોતે પોતાનું શોધી લેશે, પણ આપણે તેની પંચાતી નહીં કરતાં જે કાંઇ મદદ કરવાને શકિતવાન હોઇએ તે મદદ પુરતી દીલસોજીથી આપણે કરવી જોઇએ.

કુદરતના ફરેસ્તાઓને હાથે માણસોને મદદ મલવાના દાખલાં ઘણા થોડા હોય છે. એ વર્ગનાં ફરેસ્તાઓ મજેથી ઘણાઓ માંણસોના રહેઠાણ આગળથી દુર નહાસે છે, કારણ કે માણસમાંથી નીકળતી હવા અને તેનાં કામકાજની ધાંધળ તેઓને પસંદ પડતી નથી. વળી તેઓ

મધેનાં કેટલાક ચઢતા વર્ગનાં ફરેસ્તાઓ સિવાએ બાકીનાં બીજાઓ ઘણું કરીને ભરૂસા વિનાનાં અને અવિચારી હોય છે, તેઓ ઘણું કરીને કાંઇબી તરેહની ગંભીરતા ન ધરાવતાં સુખી, અને આસુદાં છોકરાંઓની પેઠે રમતીઆળ હોય છે. તો પણ કોઇ વેળા એવું બને છે કે આ વર્ગમાંનો એકાદ માણુસ જાતનાં ભલાં અર્થે દીલ લગાડે છે અને તેને ઘણો લાભ કરે છે. આ વર્ગના ફરેસ્તાઓ માટે વધુ વિવેચન "એસ્ત્રલ પ્લેન" નામનાં ઇંગ્રજી થિઓસોફીક મેન્યુઅલ નંબર ૫માં વધારે ખુલાસેવાર દર્શાવવામાં આવ્યું છે. વળી તુરતનાં મરી ગયલાઓનાં રવાનો જેઓ હજી ખાકી દુનિયાને લગોલગ લાગેલા "કામીક ભુવન" અથવા આકાશી જેહાંન ઉપર હોય છે તેઓ મધેના પણ આવી રીતની માણસને કોઇવાર મદદ કરી શકે છે, દાખલા તરીકે ઉપર જણાવી ગયા તેમ પેલી માએ પોતાના છોકરાંઓને કુવામાં પડી જતાં અટકાવ્યાં હતાં. પણ એવી રીતે ઘણું કરીને ઘણીજ થોડી મદદ આપવાનાં સંજોગો હોય છે તે નીચલી હકીકત ઉપરથી માલમ પડશે. જેમ જેમ એક માણુસ મતલબ વિનાનું અને ઉપયોગી હોય છે તેમ તેમ તે કામીક ભુવન જે ખાકી દુનિયાંને લાગેલું હોય છે, અને જ્યાંથી ખાકી દુનિયાંને મદદ કરવાનું સેહેલું થઇ પડે છે, તે ભુવન ઉપર વધુ વાર રેહતું નથી. વિષઇ માણસ સિવાય કોઇબી માણસ ઘણું કરીને કામીક ભુવનના હલકા તબકા ઉપર ઝાઝો વાર ઠરતું નથી, તેથી તે કોઇબી રીતે કાંઇ સંગીન ખાકી મદદ કરવાને અશક્ત હોય છે, તો જો કે દેવચન યાને બેહસ્તના તબકા ઉપર જવા પછી પણ તે પોતાનાં આ દુનિયાંમાં વસ્તાં પ્યારાંને મદદ કરી શકે છે, પણ તે મદદ કાંઇ ઉપર જણાવેલા દાખલા માફક કાંઇ ચોક્કસ કાર્ય કરવાને લગતી હોતી નથી, પણ સામાન્ય ભલાં માટે સારી દુઆનો પ્રવાહ હોય છે, કે જે આદમી તરફ આપવામાં આવ્યો હોય તેને સુખી અને આનંદ રાખવાને મદદ કરે છે.

વળી ગુજરી ગએલાંઓ મધેથી કેટલાંક જેઓ દુનિયાં ઉપર વસ્તાંઓને મદદ કરવાને ઇચ્છતાં હોય તે છતાં તેમનાથી તેઓને મદદ કરવાને બની શકતું નથી, સિવાયે કે તેઓ ઘણીજ તીક્ષણ લાગણીનાં હોય અથવા તો તેમનાં જુદાં એસ્ત્રલ યાને આકાશી ભુવન ઉપરથી મદદ કેમ કરવી તે તેમને ખબર હોય. ઘણીવેળા જો કે મરણ બાદ દુનિયાં ઉપર વસ્તાં તેમનાં વાહલાંઓને મરનાર કે મરનારની છાયા કે આકાર નજરે પડે છે, પણ તે આકારો કે છાયાથી દુનિયાં ઉપરના આદમીઓને પોતે જે કેહેવા ઇચ્છે તે કહી શકયો હોય એવો દાખલો જવલ્લેજ માલમ પડે છે. એવા દાખલા

જો કે બનેલા છે પણ એટલા બધા નહીં કે જેથી તેઓને મદદ કરનારાં તરીકે તેનો એક ખાસ વર્ગ કરી શકીએ. તેથી માલમ પડે છે કે મરનારોથી જીવતાંઓને જે જાતની મદદ વિષે આપણે અત્રે લખીએ છીએ તેવી થોડીજ મદદ મળે છે, બલકે સાભી મુએલાંઓને બીજાઓ જેઓ મદદ કરી શકે તેઓ પાસેથી કાંઇક મદદ મેળવવાની જરૂર પડે છે.

તેટલા માટે હાલ તુરત તો આ કામીક ભુવન ઉપર મદદ કરવાનો સઘળો બોજો દુનિયાંમાં જીવતાં તેવાં શખ્સો ઉપર હોય છે કે જેઓ તેની મદદ કરવાને અશોઇની બરકતથી પુરતાં ભાન અને જ્ઞાન સાથે લાયક થયલાં હોય.

## પ્રકરણ ૫ મું.

## મીનોઇ જીંદગીની સચ્ચાઇ.

આ જમાનામાં કેટલાક લોકો જેઓ સાધારણ ખાકી જીંદગીમાં મશગુલ હોય છે તેઓને સમજવું ઘણું મુશ્કેલ લાગે છે કે ખાકી શરીરની પેલીમેર પણ એક આદમી પુરતુ ભાન ધરાવી શકે. "દરેક જણ ઘણું કરીને માને છે કે તેનામાં રવાન હોય છે, પણ જ્યારે તેને કહેવામાં આવે છે કે તે તેનું રવાન ખાકી શરીરની પેલીમેર પોતાનુ સ્વરૂપ દેખાડી શકે છે, અને બીજું જ્ઞાન અને શક્તિ ધરાવે છે, ત્યારે એ બાબદને તે હસી કાઢે છે, અને મોટી ઉપમા લઇ બોલે છે કે, ભુત પલીત જેવું તે કાંઇ માનતો નથી, વગેરે.

તેટલા માટે આપણે જો આ અનદીઠ મીનોઇ મદદ કરનારાઓની ટોળીનાં કામને સમજવા માગતાં હોઇએ, અને વળી કદાચ તેઓનાં કામમાં આપણે પણ મદદ કરવાનુ શીખવા માંગતાં હોઇએ, તો પેહલાં તો આટલી વાત તો આપણા દીલથી ખાતર જમા સાથે સમજવાની કોશેશ કરવી જોઇએ કે ખાકી શરીર જે છે તે કાંઇજ નહીં પણ અંદર વસતાં રવાનનું એક ખોલીયુ અથવા વસ્ત્ર છે. આપણે જાણવું જોઇએ કે તે ખોલીયુ આપણે આપણા મરણ વખતે સદંતર છોડી જઇએ છીએ, પરંતુ ઊંઘ વેળા પણ થોડો વાર તેને છોડી જઇએ છીએ, અને ખરેખર ઉંઘમાં જે ક્રિયા થાય છે તે એજ થાય છે કે ખાકી શરીરમાંથી રવાન, યાને જે કોઇ ખરૂ માણસ છે તે, કામીક શરીર અથવા આકાશી જેહાંનને લગનાં શુક્ષ્મ યાને અણદીઠ શરીરમાં સજ થઇ બાહેર નીકળી જાય છે.

અગર ફરીથી કહેવું જોઇએ કે આ બીનાં કાંઇ ઉપજાવી કાઢેલી કલ્પના નથી. આજે એવા કેટલાક જણો છે જેઓ પોતાની ખાસ શુદ્ધી અને હોશ સહીત પોતાનાં શરીરમાંથી બાહેર નીકળી યાને 'બદલે બદન' થઇ એક ભુવન ઉપરથી બીજાં ભુવન ઉપર જઇ સઘળાં જ્ઞાન સહીત કામ કરે છે. અને એમ બને છે તે છતાં, જો જેઓને એ વાતનો ખાસ અનુભવ છે તેઓને એમ કહેવામાં આવે કે એ સઘળું બનવા જોગ નથી, તો પછી તેવાં નાસ્તીક મતની હઠીલાઇની હદ આવી.

હવે જે માણસે જ્યાં સુધી જાગૃત અને સ્વપ્ન હાલત વચે રહેતી કડી જેવી હાલત, કે જેથી એક હાલતમાથી બીજી હાલતમાં હોશ લઇ જવામાં સીલસીલા બંધ જ્ઞાનને ખીલવ્યું નથી, ત્યાં સુધી તે પોતાનું ખાકી શરીર પોતાની મરજી પ્રમાણે છોડી કાંમીક ભુવન કે બીજા ભુવન ઉપર જઇ શકતો નથી, તેમજ ત્યાં બનેલા બનાવોનું સંપુર્ણ જ્ઞાન જાગૃત હાલતમાં પાછું લાવી શકતો નથી; તોપણ આગલી બીના તો બને છેજ કે જ્યારે તે ઉંઘાય છે ત્યારે તે પોતાનાં શરીરમાંથી બાહર નીકળી જાય છે, અને દૂર દ્રષ્ટિ અથવા અંતરદ્દષ્ટિવાળાને તે વખતે તેનું સુક્ષમ શરીર તેનાં ખાકી શરીરની નજદીક કે કાંઇક છેટે ફરતું હોય તેમ માલમ પડે છે.

જે માણસો હજુર બીલકુલ કેળવાયલાં નથી, તેઓનું સુક્ષમ શરીર તો તેમની ઉંઘતી વેળાએ તેમનાં ખાકી શરીરની ઉપર ઘણીજ નજદીક અને આકારમાં પણ ગાટ ઘટમ વગરનું જેવું તરતુ રહે છે, અને જો તેવાં આદમાનાં શુક્ષમ શરીરને દુર લઇ જવાની તજવીજ કરવામાં આવે તો તે ઉંઘનારને તુરત ખલલ થાય છે, અને ઘણો ખરો તે જાગી પણ ઉઠે છે. જેમ જેમ એક માણસ કેળવાતું જાય છે તેમ તેમ તેનું શુક્ષમ શરીર વધારે સ્પષ્ટ અને જ્ઞાનવાલું થતું જાએ છે, અને તેથી કરીને તે વાપરવાને લાયકનું બનતું જાય છે. કેળવાયલાં અને શીખેલાં માણસોનું ભાણ ઘણું ખરૂં વધારે ખીલેલું હોય છે, પણ જેઓએ મીનો હાલતમાં પણ આગળ વધારો કર્યો છે તેઓ તો જેમ ખાકી શરીરમાં સઘળાં જ્ઞાન અને હોશ સાથે તેઓ રહે છે તેવાંજ સઘળાં જ્ઞાન અને હોશ સાથે શુક્ષમ શરીરમાં પણ કાંમ કરે છે.

પણ જો કે એક માણસ ઉંઘ વેળાએ કામીક ભુવન ઉપર સઘળાં ભાન સાથે રહી જાણતો હોય, અને પોતાની મરજી માફક અહીં તહીં ફરી જાણતો હોય તે છતાં તે ઉપરથી એમ ઠરતું નથી કે તે ગુપ્ત કાંમ

કરનારા અશોની ટોળીમાં જોડાવાને લાએક થયો છે. કેટલાંક લોકો જેઓનાં શુક્ષમ શરીર ખોલેલાં હોય છે તેઓ ઘણું કરીને જાગતી વેળા જે કાંઇ બાબદનાં વિચાર વમાસણમાં હોએ છે તેવાજ લગભગ લગતા અને મલતા વિચાર વમાસણમાં તેઓ ઉંઘમાં પણ હોય છે, તેથી તેઓ મુખ્ય કરીને પોતાની મતલબનાં વિચાર વમાસણમાં એટલા તો લપેટાઇ રહેલા હોય છે કે તેઓની આસપાસ શું થાય છે તે તેઓને બીલકુલ માલમ પડતું નથી. અને તેવા શખસો એ પ્રમાણે આસપાસ બનતા બનાવોથી બેભાન રહે છે. તે ઘણી રીતે સારૂંજ છે, કારણ કે જેઓને પુરતી હીમત આવી નથી, અને એ ભુવન ઉપર દેખાતા દેખાવોનાં ખોટારાં વિષે પુરતું જ્ઞાન મેળવ્યું નથી ત્યાં સુધી તો તે ભુવન ઉપર દેખાતા દેખાવો અને બનાંવો તેવા આદમીને હેભતાવી મારવાને પુરતા છે.

કોઇ વેળા એકાદ માણસ આ કામીક ભૂવન ઉપર જાગૃત થાય છે. પણ ઘણી વેળા એમ બને છે કે કોઇ બીજો પુરૂષ જે કાંમીક ભૂવન ઉપર ખબરદારી સાથે કાંમ કરતો હોય છે તે એકાદ પુરૂષને કાંમીક ભુવન ઉપર જગાડે છે. આ પ્રમાણે જગાડવાની જોખમદારી ઘણી મોટી હોએ છે, કારણ કે જગાડવું સહેલ છે પણ પાછું તેને સુવાડવું તદન અશકય છે. સિવાએ કે "મેસમેરીઝમ"નાં જેવા અતી હલકા ઉપાયો અથવા પ્રયોગો કાંમે લગાડી તેને પાછો સુવાડવામાં આવે છે. તેથી કરીને ગુપ્ત મંડળ મધેનો એકાદ આ પ્રમાણે કોઇને જગાડવાને પ્રયત્ન કરે તે અગાઉ તેણે પોતાની ખાતરી કરી લેવી જોઇએ કે જગાડવામાં આવનાર પુરૂષ કે સ્ત્રીનો સ્વભાવ એવો છે કે નહી કે જેથી તે તેનાં હાથમાં આપવામાં આવતી વધુ શકિતનો તે સારો ઉપ્યોગ કરશે. તેમજ તે સ્ત્રી અથવા પુરૂષ પુરતી રીતે હીમતવાન છે કે નહી તેની પણ તેણે ખાતરી કરવી જોઇએ કે જેથી તેઓ (જગાડેલાં પુરૂષો) પોતાને તે કાંમથી નુકશાંન પોંહચાડે નહીં.

આ પ્રમાણે જગાડવાનાં કામથી એક માણસને જો તેની મરજી હોય તો માણસ જાતને મદદ કરનારાં ગુપ્ત મંડળમાં ભેલાવાની જોગવાઇ મલે છે. આટલું સ્પષ્ટ સમજવું જોઇએ કે આ પ્રમાણે બને છે તે છતાં આપણે સજાગરૂ થતી વેળા કાંમીક ભુવન ઉપર શું શું કામ કીધું તેની સઘળી યાદ રહેવીજ જોઇએ એમ નથી. આ પ્રમાણે યાદ રાખવાને લગતી શકિત તો માણસે પોતેજ મેહનત ઉઠાવી મેલવવી જોઇએ, અને બાજે વખતે તે શકિત વર્ષો સુધી મલતી નથી. કોઇ

વેળા તો બીજા જન્મ સિવાએ મલતી નથી. પણ આટલી બીનાં ખુશી થવા જોગ છે કે આપણને આપણા આ ભુવન ઉપર કાંમ કીધેલાંની યાદ રહેતી નથી, તેથી આપણે આપણા તે ભુવન ઉપર કામ કરવામાં કાંઇ તરેહથી નબલા છીએ કે અશક્ત છીએ એમ નથી, કાંમ તો સઘળું ત્યાં પુરૂં બજાવીએ છીએ, એટલુંજ કે આપણે શું શું કામ ત્યાં કીધું તે આપણને જાગૃત હાલતમાં પાછું યાદ આવતું નથી. જરૂરની બીના તો એજ છે કે કામ બજાવવું, અને નહીં કે તે કાંમની તે કરનારને યાદ રહેવી.

## પ્રકરણ ૬ ઠું.

## એક વખતસરની મદદ.

કામીક ભુવન અથવા આકાશી જેહાંન ઉપર મદદ અર્થે થતાં કામો તરેહવાર રીતનાં હોય છે તે છતાં તે સઘળાંની મકસદ નહાના પાયા ઉપર કુલે માણસ જાતને પ્રગટીકરણને કાયદે આગળ વધારવાને માટેજ હોય છે. કોઇ કોઇ વેળા ઉતરતા વર્ગની પેદાએશોને પણ તેમનાં માર્ગમાં આગળ વધવાની ગતી આપવા માટે એવી મદદ કરવામાં આવે છે. ખનીજ પદાર્થ, વનસ્પતી, અને જાનવરી વર્ગોને મદદ કરવાની ફરજ ઘણીખરી આપણા આગેવાન મહાપુરૂશોએ પોતેજ પોતાના હાથમાં રાખેલી દીસે છે, કારણકે તે વર્ગોને માણસ મારફતે મદદ કરવાનુ ઘણું થોડુ જોવામાં આવે છે.

કુદરતી રીતેજ મદદનાં કામનો મોટો હીસો તો કાંઇને કાંઇ પ્રકારે માણસ જાતનેજ આપવામાં આવે છે. જે મદદ કરવામાં આવે છે તેનો મોટો ભાગ તો માણસ જાતમાં મીનોઇ વૃદ્ધિ કરવાને યાને માણસને અશોઇ તરફ દોરવવાને લગતી હોય છે, કારણકે ઉપર જણાવેલી બાબદ પ્રમાણે શારીરીક મદદ જે કરવામાં આવે છે તેનું પ્રમાણ ઘણુંજ થોડું હોય છે. આ પુસ્તકમાં મુખ્ય કરીને નીતિ અને મન સુધારવાને કાજે મદદ આપવામાં આવે છે તેનેજ લગતું વીસ્તારીને લખવાની મકસદ રાખી છે, તે છતાં હ્યાં બે ત્રણ દાખલાઓ કે જેમાં લખનારના અતલગનાં અને ઓળખીતા સોબતીઓએ જે શારીરીક મદદ કેટલાંકને કીધી છે તેનું બ્યાન કરૂં છું, અને તે ઉપરથી માલમ પડે છે કે તે સોબતીઓએ મદદ કર્યા પછી કાધેલું બ્યાન, અને તે બનાવ બન્યા પછી "ભેદ ભરેલા કુદરતી બનાવો"નાં મથાલાં હેઠળ જે બીનાં અખબારમાં છપાઇ છે તેને પુરી મલતી આવે છે.

મેતાબેલી લેન્ડમાં થયલા બળવાડેનાં બલવા વખતે હમારા સભાસદો મધેથી એકને તે જગાએ જરૂર જોગું દયાનું કામ કરવાને અર્થે મોકલવામાં આવી હતી. તે વેળા એક વખતે એક ચોકસ ખેડુત અને તેનું કુટુંબ કાંઇ પણ ધાસ્તી વગર એક ઠેકાણે ચેનથી સુતેલું હતું, અને તેઓને બીલકુલ ખબર ન હતી કે તેઓનાં મકાનની ઘણીજ નજદીક લુટારાઓની એક ટોળકી રાતની વખતે તે જગ્યાએ આવી ખુન અને બળાત્કાર વગેરેનો તરાસ વરસાવવાના મકસદમાં મચેલી હતી. આ વખતે તે મોકલી આપેલા સભાસદનું કામ એ હતું કે કોઇબી રીતે તે કુટુંબ મધેથી કોઇને પણ જગાડવું અને જે જોખમ આવી રીતે નજદીક આવી રહેલો છે તે માટે તેમને વાકેફ કરવાં, પણ એવી રીતે તેમને સજાગરૂ કરવાનું કામ પણ કાંઇ સહેલું ન હતું.

પેહલાં તો તે સુતેલા ખેડુતનાં મન ઉપર નજદીકનાં ભય વિષે ચેતવણી આપવાને જોરથી અસર ચલાવી, પણ ફોકટ. જોખમ ઘણોજ નજદીક આવતો હોવાથી તેણીએ (તે મદદ કરનારી સભાસદે) તેજ જગ્યાએ થોડીવાર એક બાયડીનું ખાકી શરીર ધારણ કરી તે ખેડુતની બાયડી સુતેલી હતી તેણીનાં બને ખભાં પકડીને જોરથી હલાવીને તેણીને તે ભયથી જાણીતી કરવાને ઠરાવ કીધો. તે મદદ કરનારી બાઇએ તે પ્રમાણે એક બાયડીનું ખાકી શરીર ધારણ કીધું અને ખેડુતની બાયડીને જગાડી તેણીનું તે બાબદ ઉપર ધ્યાન ખેંચાએલું જોઇને પછીજ તે પાછી ગેબ થઇ ગઇ, પણ અત્યાર સુધી તે ખેડુતની બાયડી ભારે વિચારમાં છે કે આસપાસના પાડ પડોશીઓમાંથી કઇ બાયડી હતી કે જેણે તેણીને ઉઠાડી તે ભય માટે જાણીતી કીધી હતી, કારણ કે પછવાડેથી તે ખેડુતની બાયડીએ પકું જાણ્યું કે જો વખત સર આવી ગેબી રીતે તેણીને જગાડવામાં આવી ન હતે તો અરધા કલાકની અંદર ઘરમાંનાં સર્વેને કાપી નાંખવામાં આવ્યાં હતે. વળી તે ખેડુતની બાયડી આજ વેર આવા પણ વિચાર વમાસણમાં છે કે તે જરૂરની વખતનો મદદગાર દોસ્ત,—તેણીના (યાને ખેડુતની બાયડીનાં) ઘરનાં સઘળાં બારણા બારીઓ અંદરથી બંધ હોવા છતાં—તે મદદ કરનાંરી બાઇ અંદર કેમ આવી હશે?

આ પ્રામાણે તે ખેડુતની બાયડીને એકદમ જગાડવાથી પેહલાં તો તે આ ચેતવણીને અમસ્થો સ્વપ્નો હશે એવું વમાસણ કરવા લાગી. તે છતાં ઉઠીને આસપાસ નજર કરતાં ઘરમાં તો તેણીને સઘળું સમાધાન માલમ પડયું. પણ સારાં ભાએગે બારીનું એકાદ ફડકું ઉઘાડી જોતાંને

વારજ તેણીને આકાશ લાલ થયલું દેખાયું કે જે નજદીકમાં લુટારાઓએ લગાડેલી આગને લીધે દેખાતું હતું. તેણીએ એકદમ પોતાનાં ભરથારને અને કુટુંબનાં સઘળાંઓને ઉઠાડયાં અને તેઓ જેવાં નજદીકમાં આવેલી એકાદ જગ્યામાં સલામતીથી ભરાઇ છુપાઇ બેઠાં તેવીજ તે લુટારૂઓની ટોળી તે જગ્યાએ આવી લાગી અને ખેતર ઘર વગેરેનો નાંશ કીધો અને માણસ જાતનો શીકાર જે ત્યાં મેળવવાની તેમને આશા હતી તે ત્યાં નહી મળવાથી નાશીપાસ થઇ તે લુટારાઓ ચાલી ગયા. આ કુદરતી છુટકારાનો હેવાલ જયારે અખબારમાં છપાયલો એ કાંમમાં ખાસ મદદ કરનારે વાંચ્યો ત્યારે તેણીને કેવી ખુશી ભરેલી લાગણી થઇ હશે તેનો ખ્યાલ સેહેલથી થઇ શકશે.

## પ્રકરણ ૭ મું.

## એક ફીરેશ્તાની વાર્તા.

શારીરીક મદદ કરવાને લગતી બીજી એક હકીકત જે થોડાંક વર્ષ ઉપર બની હતી તેનું રસીલું બ્યાન અતરે આપવામાં આવે છે, તો જો કે એ બનાવમાં તો ફક્ત એકજ માણસનો જીવ બચાવવામાં આવ્યો હતો. આ બાબદનું બ્યાન કરવામા આવે તે અગાઉ એને લગતો કાંઇક ખુલાસો કરવાની જરૂર છે. ત્યાં યુરોપમાં ગુપ્ત મદદ કરનારાઓની જે હમારી એક ટોળી છે, તે મધેનાં બે સભાસદો ઘણા વર્ષો અગાઉ ઇજીપ્તનાં મુલકમાં એક માબાપને પેટે જન્મેલા બે ભાઇઓ હતા, અને આ જન્મમાં પણ આ બે ભાઇઓને ઘાડો સંબંધ અને દોસ્તી છે. આ જન્મમાં તેઓમાં ઉમરનો મોટો તફાવત છે; એક લગભગ અધોર વયનો છે, અને બીજો તો છેક નાંનો છોકરો છે. પણ તે નાંનો ફક્ત શરીરે છે. તેનો જીવ આત્મા (ego) ઘણોજ આગળ વધેલો જ્ઞાની જેવોજ છે. કુદરતી રીતેજ આ બીનોઇ ગુપ્ત કામમાં મોટાને નાનાંને દોરવવાનું કામ લેવું પડે છે, અને તેમજ આ કાંમ કે જેમાં બને પોતાનાં દીલથી વળગેલા છે તેઓ સાથેજ એક ગુરૂના હોકમથી કામ કરે છે. અને એ બંને જયારે તેમના શરીર ઉંઘમાં પડે છે ત્યારે કાંમીક ભુવન યાને આકાશી જેહાંન ઉપર હમેશાં તેઓ સાથેજ કાંમ કરે છે, અને સઘળાં ભાન અને જ્ઞાન સહીત તે ભુવન ઉપરથી જીવતાં તેમજ મુએલાંઓને પોતાથી બનતી મદદ આપવામાં સાથેજ રોકાય છે.

આ બનાવ બન્યા પછી તરતજ બને મદદ કરનારાઓ મધેથી વડાને હાથે એ બાબદને લગતો કાગળ લખાયો હતો તેજ કાગળ અતરે હું રજુ કરવા માંગું છું, કારણ કે તેમાં પુરો રસ છે, અને મારા યાને એક ત્રીજા પુરૂષથી એ બાબદને તેવો પુરો ઇનસાફ આપી શકાયજ નહીં.

"હમે કાંઇ બીજાંજ કાંમ માટે ચાલી જતા હતા તેવામાં સીરીલ બોલી ઉઠયો 'એ શું ?' કારણ કે હમે એક ધભરાટથી પાડેલી ચીચીઆરીનો આવાજ સાંભળયો. તેજ પળે હમે તે જગ્યાએ જઇ પોંહચ્યા, અને જોયું તો શુમારે અગીઆર વર્ષનો એક છોકરો ખડકોની ઉંચી ટેકડી પરથી નિચે સરી પડયો હતો અને ઘણો જોખમાયો હતો. તેનો એક હાથ અને એક પગ ભાગી ગયો હતો, અને વધુ ખરાબી તો એ થઇ હતી કે તે બીચારાની જાંગ ઉપર એક ઉંડો ઘા પડયો હતો કે જેમાંથી ધોધ બંધ લોહી વહેતું હતું. સીરીલ બોલ્યો 'ચાલો આપણે જલદી એને મદદ કરીએ, નહીં તો એ મરી જશે.'

"આવા કડાકડીનાં વખતમાં બને તેમ જલદી વિચાર કરવો પડે છે. ખુલી રીતે બે ચીજો બજાવાની હતી: તે એ કે લોહી વેહેતું બંધ કરવું, અને કાંઇક શરીરીક મદદ મેલવી કાઢવી. સીરીલને કે નહીં તો મને ખાકી રૂપ આપવાની મને જરૂર જણાઇ,' યાને હમારામાંથી એકને ખાકી રૂપ ધારણ કરી ત્યાં હાજર રેહવાની જરૂર જણાઇ, કારણ કે ઘા ઉપર પાટો બાંધવા શરીરીક મદદની જરૂરજ હતી, અને વળી તે છોકરાનાં ધભરાટનાં વખતમાં તે છોકરાને જો એમ માલમ પડે કે તેની મદદ માટે તેની નજદીક કોઇ પણ માણસ છે તો તે પણ ઘણુંજ કાંમનું હતું. મને એમ લાગ્યું કે સીરીલ પોતે પણ નાનો હતો તેથી તેને હાથે એ કામ થવાથી ઠીક પડશે, અને પેલા જખમી થયલા છોકરાને પણ ગમશે. તેથી હમે કાંમ વેંહચી લીધું, અને તે પ્લાન ઘણીજ સરસ રીતે કાંમ આવ્યો. મે સીરીલને ખાકી શરીર બનાવી આપ્યુ (કારણ કે સીરીલ હજુર તેમ બનાવી જાણતો નથી) અને સીરીલને કહ્યું કે છોકરાનાં ગલાંમાંનો રૂમાલ છોડીને તે જાંગ ઉપરનાં ઘા ઉપર જોરથી બાંધ અને તેની અંદર એક લાકડાંની નાની ચીપ ને અમરેતી મારીને રાખ. સીરીલ બોલ્યો: 'પણ તેમ કરવાથી છોકરાને વધારે દુખાશેની?' તોબી સીરીલે મારા કહ્યા પ્રમાણે કીધું અને લોહી વહેતું બંધ થઇ ગયું. તે બીચારો પડી ગએલો છોકરો તો અર્ધો બેભાન થઇ ગયો હતો, અને તેનાંથી મુશકેલીથી બોલાતું પણ હતું; તોપણ તેની સારવાર જે કાંઇ નાનો ચલકતો આકાર કરતો હતો, તેની તરફ

જોઇને તે બોલ્યો, 'જી તમે ફરેસ્તા છેઓ કે?' સીરીલ હસીને બોલ્યો, 'નહીં, હું તો અમસ્થો એક છોકરો છું અને તમને મદદ કરવા આાં આવ્યો છું;' ત્યાર પછી સીરીલ તે છોકરાની માએ જે તે જગ્યાથી સુમારે એક માઇલને છેટે રહેતી હતી તેણીને બોલાવી લાવવાને દોડી ગયો.

"તે બાયડીનાં મન ઉપર એવો વિચાર ઠસાવવાનો હતો કે તેનો છોકરો ઘણો જોખમમાં છે, અને તેને માટે તેણીએ એકદમ જવું જોઇએ. તે કામ માટે મને એટલી મેહનત પડી કે તેનો ખ્યાલ તમને જવલેજ આવે. પછી આખરે તેણી જે વાસણ ઉજારતી હતી તે વાસણ પડતું મુંકીને બોલી: "મને કાંઇ સમજ નહીં પડતી કે આજે મને એમ શું થાય છે મારા મનમાં મારા છોકરા વિષે શું વિચાર આવ્યા કરે છે. જોઉં તો ખરી તે કયાં છે અને કેમ છે." જ્યારે તેણી ઉઠી ત્યારે મને તેણીને તે જગ્યાએ દોરવી લઇ જવાને સહેલું હતું. પણ બાઇના મન ઉપર અસર કરી તેણીને જે જગ્યાએ તેણીનો છોકરો પડી ગયો હતો તે જગ્યાએ લાવવાના કામની સાથે સાથે મને સીરીલના ખાકી આકારની મુર્તિને પણ એકાગ્ર મનના જોરથી જાળવી રાખવાનું કાંમ હતું, કારણ કે જો તે કાંમમાં જરા ઢીલો થાઉં તો તે આકાર ત્યાંથી ગેબ થઇ જાય અને તેથી પેલો જખમી થએલો છોકરો વધારે નાશીપાશ અને રંજીદા થાય.

"તમે જોશો કે જ્યારે અમે રૂપ આપીયે છીયે ત્યારે પદાર્થ અથવા ખાકને તેના અસલ રૂપમાંથી ફેરવી તેનો કાંઇ બીજો આકાર બનાવીયે છીયે —કે જે કામ થોડોકવાર ગોયા કુદરતનાં નીમેલાં નિયમથી ઉલટું થાય છે.—અને તે કાંમમાંથી જો અમે અમારૂં મન અર્ધી સેંકડ પણ ખસાડીયે તો વીજલીનાં એક જબકારાની માફક તુરત તે આકાર વીખરાઇ જઇ પદાર્થ પોતાનાં અસલ સ્વરૂપમાં પંથરાઇ જાય છે. તેથી કરીને તે બાઇ ઉપર મારાં અરધાં ધ્યાનથી વધારે રોકી શકતો ન હતો. તોપણ હલવે હલવે તેણીને હું દોરવી લાવ્યો. પણ જેવી તે બાઇ તે ટેકડીનાં ખુણા આગળ આવી પોંહચી (કે જ્યાંથી તે પોતાના છોકરાને જોઇ શકે) તેવાજ મેં સીરીલને ગેબ કરી નાંખ્યો, તોપણ તે બાઇની નજર સીરીલ ઉપર પડી હતી અને આજે તેણીનાં ગામમાં "ગેબી ફરેસ્તાઓ માણસને મદદ કરેછે" એવી બાબદ ખાસ દફતરમાં નોંધાયલી છે.

"આ બનાવ સહવારનાં સકારે બન્યો હતો, અને તેજ દહાડે સાંજના મેં (અંતર્દ્રષ્ટીથી) તે કુટુંબનાં હાલ ઉપર નજર ફેંકી કે જોઉં કે

છોકરો કેમ છે. તે બીચારા છોકરાના હાથ અને પગ પાછા ચઢાવવામાં આવ્યા હતા, અને પેલા ઘા ઉપર એક પાટો બાંધવામાં આવ્યો હતો; અને તે છોકરો ઘણો લેવાઇ ગએલો અને ફીકો પડી ગએલો બીજાણો પડ્યો હતો, તોપણ તેને વખત જવે આરામ થવાની નીશાંની જણાતી હતી. તે છોકરાની આગળ આસપાસનાં પારપાડોશીઓ એકઠાં થયાં હતાં, અને છોકરાની મા, આ વાતની હકીકત, જે તેણીએ નજરે અનુભવેલી હતી, તે માટે ભારે અજાએબ થઇને તેઓ આગળ બ્યાન કરતી હતી.

તેણી ઘણાએક શબ્દોમાં બોલવા લાગી કે 'શું થયું તેની મને કાંઇજ સમજ પડતા નથી, પણ એમ થયું કે કાંઇ એકાએક એક મીનીટની અંદર મને કાંઇ એવો વિચાર આવવા લાગ્યો કે મારા છોકરાને કાંઇ જ્યાં છે ત્યાં જોખમ થયલો છે અને મને તેને શોધવા જવુંજ જોઇએ એમ લાગ્યું. પેહેલાં તો એ વિચારને હસવા જેવો ગણીને મનમાંથી કાઢી નાંખ્યો, પણ મારૂં કાંઇ વળ્યું નહીં. ફરી ફરીથી જોસથી તેનો તેજ વિચાર મનમાં હસી રહ્યો તેથી મને ઉઠવાની ફરજ પડી.' તેણી બોલી કે 'હું કાંઇ કહી શકતી નથી કે બીજો સીધો રસ્તો છોડીને હું તે ટેકડીનાં એક ખુણા આગળથી શા માટે ગઇ, અને તેમ જતાંને વાર મારો છોકરો ટેકડીને અઢેલીને પડ્યો હતો તે દેખાયો, અને મારા છોકરાની પાસે એક નાંનું ઘણુંજ ખુબસુરત ખોદાઇ છોકરૂં ગુઢણ મંડીએ બેઠેલું મેં જોયું, કે જેવું ખુબસુરત છોકરૂં મેં જન્મમાં કેથે જોયું ન હતું. તેનું શરીર તદન સફેદ અને ચલકતું હતું, અને તેનાં ગાલ ગોલાબી હતા. તેની આંખો ભુરી ખુશનુમાં હતી. તે છોકરૂં મારી તરફ જોઇને હસ્યું, અને તે પછી તુરતજ એકાએક ગેબ થઇ ગયું. પેહેલાં તો હું લગાર ચોંકી, અને એ શુ છે તેનો ખ્યાલ કરી શકી નહીં; અને ત્યારબાદ એકદમ મને ખ્યાલ આવ્યો કે આ શું બન્યું છે, અને તેવીજ હું ગુઢણ મંડીએ પડી ખોદાતાલાનાં શુકરાનાં કરવા લાગી, કારણકે તેણે મારા ગરીબ છોકરાને માટે એક ફરેસ્તાની મદદ મોકલી આપી હતી.

"ત્યાર પછી તેણી બોલી કે 'જ્યારે મેં મારા છોકરાને ઉઠાવી ઘર લાવતી વખતે તેનાં ઘા પરનો રૂમાલ છોડવા માંગ્યો ત્યારે મારા છોકરાએ તે છોડતાં મને અટકાવી, અને કહ્યું કે એતો પેલા ફરેસ્તાએ પોતે જાતે બાંધેલો છે અને એને છોડવાને નાં કહ્યું છે.' ત્યાર બાદ તેણી બોલી કે, દાકતરે આવીને પણ મને એમજ કહ્યું કે જો તે રૂમાલ તે વખતે

હું છોડતે તો છોકરો જરૂર મરણ પામતે, ત્યાર પછી તેણીએ તે છોકરાની વાતને મળતી વાત જણાવી. તે છોકરો કહેતો હતો કે જેવો તે પડયો તેવોજ એક નાંનો ફરેસ્તો તેની આગળ આવી ઉભો, અને તે છોકરો બોલ્યો કે તે જાણતો હતો કે તે એક ફરેસ્તોજ હતો, કારણ કે તે જગ્યાના અર્ધા માઇલનાં વિસ્તારમાં ત્યાં કોઇબી આદમી નજર પડતું ન હતું, તે છોકરો બોલ્યો કે ‘ મને જે કાંઇ સમજ નહીં પડતી તે એજ છે કે તે ફરેસ્તાને પાંખ કાંએ નહીં હતી! અને તે ફરેસ્તાએ એમ શું કહ્યું કે હું તો એક નાંનો છોકરો છેઉં તે છોકરો વધુ કહેવા લાગ્યો કે તે ફરેસ્તાએ કેવો તેને પડતાંને વાર ઉઠાવી લીધો, અને તેનાં પગપર પાટો બાંધ્યો, અને મને કહેવા લાગ્યો કે મારી માંએને બોલાવા કોઇ ગયું છે તેથી તે હમણા આવશે, અને તેણે પછી મને ચુમી લઇ સધીઆરો આપ્યો, અને પોતાનાં નાંનાં ગરમ હાથો વડે મારો હાથ પકડી રાખી મારી આગળ કાંઇ કાંઇ એવીતો સરસ વાતો કીધી કે તે વાત મને હમણા યાદ આવતી નથી પણ તે વાતોની લહેરથી મને મારૂં દુ:ખ તે વખતે જરા પણ માલમ પડતું ન હતું. ત્યાર પછી મા આવતાંને વાર તેણે મને કહ્યું કે તું જલદી સારો થશે અને મોહબતથી મારો હાથ દાબીને પછી તે એકાએક ગેબ થઇ ગયો.

“આ બનાવ બન્યા પછી તે ગામડાંમાં ધર્મને લગતો કાંઇ ઓર તરેહનો ફેરફાર થઇ ગયો છે. ત્યાનાં પાદરીએ લોકોને જણાવ્યું કે આએ ખાસ ખોદાએતાઆલાએ ચમતકાર બતાવ્યો છે કે જેથી નાસ્તીક લોકોને ધડો મલે અને ખીસ્તી ધર્મનાં શાસ્ત્રની સચાઇ જાહેર થાય, વગેરે. તે પાદરી સાહેબ આ બનાંવને પોતાનાં વિચારોના ટેકામાં ઠીક આઇતા કામે લગાડી દેતા હતા, અને તેવણુનાં એ આઇતાં અભીમાંન અને સમજમાં નહીં આવે એવા ખરા બનેલા હેવાલની વચે શું ફરક હતો તેની ત્યાં કોઇને ખબર ન હતી.

“પણ આ બનાવથી પડી ગએલા છોકરા ઉપર નીતિ અને શરીરીક અસર ઘણીજ થઇ. તે એક રખડતો અને મસ્તીખોર છોકરો હતો, પણ હવે તે કાંઇ ઓર તરેહનો ડાહ્યો થઇ ગયલો છે, અને ઘડી ઘડી કહે છે કે મારો ફરેસ્તો મારી આગળજ હશે, અને તે હવે કાંઇ પણ ખરાબ કે ગુસ્સાનું કાંમ કરતાં અચકીં જાય છે અને બોલે છે કે રખેને મારો ફરેસ્તો મારાથી થતાં ખોટાં કામોને જોય. તે છોકરાની જીંદગીની મોટામાં મોટી ઇચ્છા એ છે કે ફરીથી તે પોતાનાં ફરેસ્તાને

જોય, અને તે પોતે ખાતરીથી માને છે કે મરવા પછી તો જરૂરજ તે ફ્રેસ્તાને પોતે જોશે."

ખરેખર આ એક અતી ખુશ અને અસરકારક વાર્તા છે. આ બનાવથી જે સાર એ ગામડાંએ કહાડયો છે અને જે અનુમાન ત્યાનાં પાદરી સાહેબે એ બાબદથી ઘડયું છે, તે ખરી હકીકતથી લગાર વેગળું છે, તે છતાં એ બાબદથી નુકશાંન કરતાં ફાયદો વધારે થયો છે તે એજ કે ખાકી પદાર્થ સિવાએ કાંઇ બીજી પણ બાબદો છે કે જેનું જ્ઞાન પાંચ ખાકી ઇંદ્રિઓથી આવી શકતું નથી, અને એટલાથી સદંતર નાસ્તીક મતને કાંઇક ફટકો મલે છે. ભોલી માતાએ જે બ્યાન કીધું તે તદનજ ખરૂં હતું, પણ એ વાતનું જો ખરૂં જ્ઞાન તેણીને આપવામાં આવ્યું હતે તો વળી તેણી એ વાતનો કાંઇ જુદીજ રીતે દરશાવતે.

આ બનાવનાં સંબંધમાં જે કાંઇ થોડીક રોશની એ બનાવ બન્યા પછી આ કાગળ લખનારને અંતર્દ્રષ્ટી મારફતે શોધ ખોળ કરવાથી કાંઇ માલમ પડી છે તે ઘણી સાંભળવા જોગ છે. એમ માલમ પડયું કે આ બે નાના છોકરાઓ હજારો વર્ષ અગાઉ એક વખત સાથે હતા, તેમાં એક (સીરીલ) શેઠ હતો, અને બીજો (પડી ગયલો છોકરો) તેનો ગુલામ હતો. તે વેળાએ તે ગુલામે પોતાનાં માસ્તરની જીંદગી પોતાના જીવનાં જોખમે બંચાવી હતી, અને તેનાં બદલામાં તે માસ્તરે તે ગોલામને છુટાપણું બક્ષયું હતું. અને આજે લાંબા વખત પછી તે માસ્તર પાછું પોતાનું કરજ અદા કરે છે, એટલુંજ નહીં પણ તેની (પોતાના આગલા ગુલામની) આગળ કાંઇ એવો તો ઉંચો ખ્યાલ ધર્યો અને તેને નીતિના માર્ગ ઉપર દોરવવાને એવી તો સરસ લાલચ ધરી છે કે જેથી તે છોકરાની જીંદગીમાં ઘણોજ ફેરફાર થઇ જવાની સઘળી શકયતા રહે છે. આ બાબદ આવી સરસ અને સાચી છે અને કર્મનાં કાનુંનની સાબેતી કરી આપે છે, કે કીધેલી નેકીનો બદલો જરૂર ગમે એવે લાંબે વખતે પણ કર્મ વાલે છે, અને તેને એક કવીનાં શબ્દોમાં બોલીએ તો આ પ્રમાણે છે :

The mills of God grind slowly, but they grind exceeding small;
Though with patience he stands waiting, with exactness grinds he all.

**ભાવાર્થ.**—ખુદાની ઘંટી દળે છે તો ધીમે ધીમે, પણ દળે છે અત્યંત ઝીણું; જો કે ખુદાની ધીરજ મોટી છે, પણ સહુને તે સફાઇથી દળી નાંખે છે.

## પ્રકરણ ૮ મું.

## એક આગની વાર્તા.

આ લખાણના આગલાં પ્રકરણોમાં જે બીનાં બીજી ચોપડીઓમાંથી લેવામાં આવી છે તે બીનાંઓને લગભગ મલતું એક કામ એજ સીરીલ છોકરાને હાથે થયલું માલમ પડે છે. એક રાતનાં સીરીલ અને તેનો વૃદ્ધ દોસ્ત પોતાનું હમેશનું આ પ્રમાણેનું લોકને મદદ કરવાનું કાંમ બજાવવાને અર્થે પસાર થતા હતા, તેવામાં તેઓએ પોતાની નીચે એક જબરી મોટી આગના બલતાં જોયાં. તે જોઇ તેઓએ એકદમ તે બલતાંમાં હોમાવ્યું કે જોઇએ ત્યાં કાંઇ કામ પડે છે કે કેમ.

એક મોટા સરોવરને કીનારે આવેલાં એક મોટાં હોટેલમાં આગ લાગી હતી. તે મકાન ઘણા મજલાનુ હતું, અને ઝાડો અને ફુલોનો એક બગીચો હતો તેની આસપાસ ચોખુણમાં પણ બાજુએ એક મોટું તલાવ આવેલું હતું. તે મકાનની બે પાંખો તે સરોવરને ઠેઠ સુધી લાગેલી હતી, અને પાંખોને નાકેની બે મોટી બારીઓ તો પાણીની ઉપર બહાર નીકળી આવેલી હતી. તે બંને બાજુએ આ બારીઓની નીચે એક સાંકડો રસ્તો આવી રહેલો હતો.

તે આગ એક જપાટામાં ફરી વળી, અને આકાશી જેહાનમાં મુસાફરી કરતા આ બંને દોસ્તો જુએ તેટલાં તો તે મકાનનાં ત્રણે બાજુનાં વચલા માલો સળગી ઉઠ્યા હતા. સારાં ભાયગે એક છોકરા સિવાય તે મકાનમાં વસ્તાં સઘળાં માંણસોને બચાવી બહાર કાઢવામાં આવ્યાં હતાં, તો જો કે તેઓમાં કેટલાંકો ઘણા સખ્ત રીતે દાઝી ગયાં હતાં, અને જખમી થયાં હતાં.

પશ્ચિમ ભણીનાં પાંખવાળા ઉપલા ઓરડા મધેનાં એકમાં આ છોકરો રહી ગયો, અને તેની કોઇને ખબર ન હતી, કારણ કે તે છોકરાના માબાપો તો તે રાતનાં એક 'બૉલ' માં ગયાં હતાં, અને તેમને એ આગ વિષે કાંઇજ ખબર ન હતી. તેથી ઘણું મોડું થઇ ગયું ત્યાં સુધી કોઇને તે છોકરા વિષે યાદ આવી નહીં. તે પાંખનાં વચલા માળો એવા તો જોરથી સલગ્યા હતા કે કદાચ કોઇને તે છોકરા વિષે યાદ બી હતે, તોએ તેને બચાવવાની કાંઇ પણ મદદ કરી શકાતે નહીં; કારણ કે જેમ ઉપર કહ્યું તેમ તેના ઓરડાની અંદરની બારીઓ બગીચા ભણી આવેલી હતી, તેથી બહારની મદદથી તે તદનજ છુટો પડી ગયલો હતો. વળી આ ભયની તે છોકરાને ખબર પણ ન હતી, કારણ કે ઘાડા અને ગુંગળાવી નાંખે એવા ધુમાડાએ

ધીમે ધીમે તે ઓરડાને એટલો તો ભરી નાંખ્યો હતો કે તે છોકરો તેથી વધારે અને વધારે ભર ઉંઘમાં પડયો, અને આખરે લગભગ બેભાંન થયો.

આવી હાલતમાં સીરીલે તે છોકરાને જોયો. સીરીલ જોયા મેલે નાંનાં છોકરાંઓની ગરજ અને ભય વખતે તેમને મદદ કરવાને જરૂર ખેંચાઇ જાય છે.* પેહલાં તો તેણે એવી કોશેશ કીધી કે તે આગ વેળા હાજર થયલાં લોકોમાંથી કેટલાંકને તે છોકરો યાદ આવે, પણ ફોકટ. વળી જ્યારે માલમ પડયું કે તેઓ તે વિષે વાકેફ થાય તોએ તેને બંચાવાને માટે તદનજ અશકય છે, ત્યારે તેણે તજવીજ કરવાને યાને તેમના મન ઉપર તે છોકરાની યાદ લાવવાની અસર કરવાને મેહનત કરવી ફોકટ વિચાર્યું. ત્યાર પછી તે બંને મદદ કરનારાઓ મધેથી વડાએ આગલની માફક સીરીલને ખાકી શરીર બનાવી આપ્યું, અને તે બેભાન થઇ ગયલા છોકરાને જગાડવાને સીરીલ કામે લાગ્યો. ઘણીક મુશકેલી પછી તે કાંમ બજાવવામાં આવ્યું, તો પણ તે છોકરાને પુરો બંચાવી બહાર કાઢવામાં આવ્યો ત્યાં સુધી તે અર્ધો ઉંઘાયલો, અર્ધો બેભાન, અને ઝંખવાની હાલતમાંજ રહ્યો. આથી તેને સઘલે વખતે આંચકા મારી, હડસેલા મારી, ખેંચી તાણીને દોરવવાની જરૂર પડી.

પેહલાં તો તે બંને છોકરાઓ તે ઓરડામાંથી બહાર નીકલી તે પાંખવાળા ભાગમાંથી પસાર થતા વચલા રસ્તા ઉપર આવ્યા: પણ તે રસ્તા ઉપર એટલો બધો તો ધુમાડો હતો કે જેમાંથી ખાકી શરીરવાળાથી પસાર થવું તદન મુશકેલ હતું. તેથી સીરીલ તે છોકરાને પાછો તેજ

---

* બનારસનાં **સેંટ્રલ હિન્દુ કાલેજ મેંગેઝીનમાં** અન્નતપુરના એક સદ ગ્રહસ્થ એક હેવાલ લખી મોકલે છે. તેનો સાર એ છે કે પોન્ડીચરીની નજદીક વાલીનુર તાળુકાના એક ગામમાં સને ૧૯૦૦ ના જુન મહીનામાં એક લગ્નની મીજલસમાં હાજર થવા કુડાલોર તાળુકાના નીલુકુપમ ગામનો એક હિન્દુ પોતાના આઠ વર્ષની વયના છોકરાને લઇ પહરોણો આવ્યો હતો. આ છોકરાને રાત્રે ઉંઘમાં એક ચોર પાસેના જંગલમાં ઉઠાવી ગયો, અને તેના ઘરેણા કહાડી લઇ તેને એખલો જંગળમાં મુકી ચાલી ગયો. છોકરાની ધાસ્તી વિચારી લેવી સહેલ છે. એકાએક ગેબી મદદ આવી પોહોચી. "સુનેરી અને રૂપેરી બે છોકરાઓના આકારોએ ત્યાં દેખાવ દીધો." ત્રણે જણા સાથે મલી ખાંધોપર હાથ મુકી જંગલમાં વાત કરતા, ગીત ગાતા, ફરવા લાગ્યા. પેલો છોકરો પોતાની હાલત ભુલી ગયો, પણ એકાએક પેલા બે પ્રકાશીત છોકરાઓએ પોતાના હાથ ખેંચી લીધા અને ગેબ થઇ ગયા, અને જરા વારે પેલા છોકરાને શોધવા નીકલેલા લોકો ત્યાં આવી લાગ્યા પેલા છોકરાને જેટલુ જંગલની બીહીકથી નહીં લાગ્યું, તેટલું પેલા બે મિત્રોના ગેબ થવાથી લાગ્યું તે માટે તે રડતો હતો, જે હેવાલ સાંભળી પેલા લોકો સમજતા હતા કે જંગલની બીહીકથી તેનુ મગજ ખસ્યુ હશે!

ઓરડામાં લાવ્યો, અને બારી વાટેથી બારીની નીચે પથરની નીકળી આવેલી કોર ઉપર ઉતાર્યો, કે જે કોર સુમારે એક ફુટ પોહળી હતી. તે કોરે કોર સીરીલે તે છોકરાને ચલાવ્યો, પણ સીરીલ પોતે અર્ધો તે કોર ઉપર ચાલતો, અને અર્ધો હવામાં ટીંગાએલો પોતાનું સમતોલપણુ રાખી તે છોકરાને વચે રાખી કે—જેથી તે બીહે કે ધ્રુજે નહી એવી રીતે—તેને છેક છેડા સુધી ચલાવી લઇ ગયો.

સરોવરની નજદીક આવેલા તે મકાનનાં એક છેડા ઉપર જ્યાં આગનું જોર ઓછું હતું, ત્યાં તેઓ આવ્યા. તેઓએ એક બારીની અંદરથી દાખલ થઇ, ફરીથી મકાનનાં વચલા રસ્તા ઉપર આવ્યા, એવી આશાથી કે ત્યાં તેમને બાહ્રર નીકળવાને દાદર હાથ લાગે. પણ તે દાદર ધુમાડાથી ઘણોજ ભરાઇ ગયલો હતો; તેથી તેઓ બને જણા પેટે પેટે ચાલીને પાછા હઠયા. સીરીલ તે છોકરાને મોઢું જમીન આગળજ નીચું રાખવાને સલાહ આપતો કે જેથી તે ગુંગળાઇ નહીં જાય એમ કરતાં તેઓ મકાનનાં વચોવચમાં મુકેલા મોટા હીંચકા * આગળ આવી પોંહચ્યા. તે હીંચકો તો નીચેજ બેઠેલો હતો, તેથી તેઓ કટેરાને આધારે નિચે ઉતર્યા, અને તે હીંચકાના ઉંચકવાનાં દાંડા આગળ આવી પોંહચ્યા. ત્યાર બાદ તેઓ ઘણી મુશકેલીથી એક બારી વાટેથી બાહ્રર નીકળી તે મકાન અને બગીચા વચે જે એક ઓટલો હતો તેનાં મથાલાં ઉપર આવી પોંહચ્યા. તે જગ્યા ઉપરથી એકાદ થાંભળાને વળગી નિચે સરી પડવાને સહેલું હતું, પણ તે જગાએ આગનુ જોર વધારે હતું, અને બળી ગએલી દીવાલ પડી જવાનો પણ જોખમ હતો તેથી તે વિચાર માંડી વાળી આખરે તેઓ એકાદ બારી વાટે નીકળી તે સરોવરનો ઓવારો જે મકાંનની દીવાળને લાગી રહેલો હતો, ત્યાં ફરવા નીકળવાના નાના મછવાને લંગર કરાવી નાંખ્યા હતા, તે મછવામાંથી એક ને છોડી તેમાં બેસી તે બને જણા તે સરોવરમાંથી પસાર થવા લાગ્યા.

સીરીલનો એવો વિચાર હતો કે તે મછવાને જલદી જલદી હંકારીને તે બળતી પાંખ પસાર કરાવી બંચાવેલા છોકરાને જમીન ઉપર મુંકી દેવો; પણ તેઓ મછવામાં બેસી થોડા આગળ ચાલ્યા તેવામાં તેમનો મછવો તે સરોવરમાં ફરતી એક આગબોટનાં સંબંધમાં આવ્યો, અને બળતાં હોટેલનાં ઉજાશથી તેમનો મછવો આગબોટ પરનાં માણસોને ખુલો દેખાયો, કારણ કે આગનાં બળતાંથી દીવસનાં જેવો ઉજાસ થઇ રહયો હતો. તે

---

* માણસો, ચીજો વગેરેને નીચેથી ઉપર, અને ઉપરથી નીચે લાવ લઇજા કરવાને માટે બનાવેલો હીચકો અથવા 'લીફ્ટ.'

મછવામાંથી બંનેને ઉંપાડી લેવાને તે આગબોટ મછવાની નજદીક આવી, પણ ખલાસીઓએ જે બે છોકરાઓને મછવામાં જોયા હતા, તેને બદલે તેઓને તો એકજ માણુસ હાથ લાગ્યું. આમ થવાનો સબબ, વડા ભાઇએ તેજ ઘડી સીરીલનાં ખાકી શરીરને વીખેરી નાંખ્યું હતુ જેથી તેનું અસલ શુક્ષ્મ શરીર તેમને દેખાયું નહીં.

તોપણ તે આગબોટ ઉપરનાં માંણુસોએ ચોકસાઇથી તપાસ તો કીધી કે બીજો છોકરો કયાં ગયો. જ્યારે તેઓને તેનો કાંઇ પણ પતો લાગ્યો નહીં, ત્યારે તેઓએ ધાર્યું કે આગબોટ પર ચઢતાં એક છોકરો કદાચ પાણીમાં પડી ગયો હશે. બંચાવેલા છોકરાને જેવો આગબોટ ઉપર લીધો તેવોજ તે એવો બેશુદ્ધ થઇ ગયો કે તેનાથી આગબોટપરનાં માણુસોને કાંઇજ ખબર મલી નહીં, જ્યારે તે છોકરો શુદ્ધીમાં આવ્યો ત્યારે તેણે કહ્યુ કે આગબોટ ઉપર હું ચઢયો તેની એકાદ પળ આગળ મેં તે છોકરાને જોયો હતો, અને ત્યાર પછીની મને કાંઇ ખબર નથી.

તે આગબોટ એક બે દહાડાની મુંસાફરીને છેટે તે સરોવરમાં એક ઠેકાણે થોભેલી હતી. અને છોકરો કાંઇ એકાદ અઠવાડીઆં પછી પોતાનાં માબાપને મલ્યો. માબાપોએ તો ધાર્યું હતું કે તેમનો છોકરો આંગમાં મરીજ ગયો હતો, અને જો કે તેમનાં મન ઉપર તેમનો છોકરો જીવતો છે એમ ઠસાવવાને પ્રયત્ન કીધો હતો પણ કાંઇ વલ્યું ન હતું, તેથી માંબાપને જ્યારે છોકરો આવી મલ્યો ત્યારે, તેમને કેટલી બધી ખુશાલી આવી ગઇ હશે તેનો ખ્યાલ કરી શકયે. તે છોકરો હજુબી જીવતો છે અને સુખી છે; અને પોતે કેવી ચમત્કારીક રીતે આગમાંથી મરતો બંચી ગયો હતો તેને લગતી હકીકત તે લોકો આગળ ઘડી ઘડી ને હોંશે હોંશે કરે છે. વારે ઘડીએ તે છોકરાએ બળાપો કીધો છે કે તેનો પ્યારો દોસ્ત જેણે તેનો જીવ બચાવ્યો હતો, તે જ્યારે સલાંમતીનો વખત આવ્યો ત્યારેજ કેઠે ભેદ ભરેલી રીતે ગુમ થઇ ગયો—કે મરી ગયો! અને ખરેખર, તોપણ કોઇ કોઇ વેળાએ તે છોકરાએ એવા પણ વિચારો જણાવ્યા છે કે કદાચ તેને બંચાવનાંરો દોસ્ત મરી પણ નહીંજ ગયો હશે, કારણ કે તે તો કોઇ ફરેસ્તાઇ રાજકુવર હતો. પણ જ્યારે તે આ પ્રમાણે સુચનાં કરે છે ત્યારે તેનાં વડીલો તો તેને એ વાતને માટે હસીજ કાઢે છે.

બંચેલા છોકરા અને બચાવ કરનાર છોકરા વચે આગળાં કર્મોની કેવી સાંકળ વળગેલી છે તેની તપાસ કરવામાં આવી નથી, પણ ખચીત તેવો કાંઇ પણ આગળો સંબંધ હોવો જોઇએ.

## પ્રકરણ ૯ મું.

## ખાકી રૂપ આપવું "અને પાછું ફેંકાવું."

ઉપલી વાર્તાઓમાં લખેલી હકીકત જેવી બીનાં સાંભળી ગુપ્ત વિદ્યાનાં અભ્યાસીઓ વારે ઘડીએ સવાલ કરે છે કે આવા ભયભીત બનાવ વખતે ગુપ્ત મદદ કરનારાઓની સલામતી સચવાય છે કે કેમ? દાખલા તરીકે તેઓ પુછે છે કે બળતાં ઘરની અંદરથી એક છોકરાને બચાવવાને માટે જે બીજા ગુપ્ત મદદ કરનાર છોકરાને ખાકી શરીર બનાવી આપવામાં આવ્યું હતું તેને કાંઇ પણ નુકશાંન થયું કે નહીં, અથવા તો અંગારમાંથી પસાર થવાથી દાઝી જવાથી, અથવા તો કીનારા ઉપર ચાલવાથી પડી જવાથી જો તેનાં બનાવેલાં ખાકી શરીરને ઇજા થાય તો પાછાં ફેકાવાનાં (repercussion) ધોરણથી તેનાં ખરાં ખાકી શરીરને કાંઇ નુકશાન પોંહચે કે નહીં. જ્યારે અસલ ખાકી શરીર (Physical body) અને કાંઇ કામ બજાવવા માટે બનાવેલાં તકલીદી ખાકી શરીર (materialised body) વચ્ચે પાછો ફેંકાવાને કાએદે નીકટ સંબંધ રહે છે;* અને એ ધોરણે આવાં કામમાં પણ ગુપ્ત મદદ કરનારાંઓને પણ શું હરકત થતી નહીં હશે?

હવે આ પાછા ફેકાવાના કાએદાની સમજ ઘણીજ સખત છે અને એકાએક સમજમાં આવે એવી નથી. વળી હમે આ નાંમાંકીત પ્રયોગની સમજ આપવાને જોઇએ તેવા કેળવાએલા નથી; ખરેખર આ બાબદ સારીરીતે સમજવાને માટે એકથી બધુ ભુવનો અથવા આસમાન ઉપરની એકસાન ધ્વની (Sympathetic vibrations)નાં નિયમો સમજવાની જરૂર છે. તોપણ હમે ખાસ અનુભવથી જાણીએ છીએ કે કેટલીક હાલતો એવી હોય છે કે તેમાં તેમ બને છે, યાને પાછો ફેંકાવાનો કાએદો અમલમાં આવે છે; અને કેટલીક હાલતમાં તેમ નથી પણ બનતું.

એમ કાંઇ બને છે તે જાણવાને માટે પેહલાં તો એટલું યાદ રાખવું જોઇએ છે કે ત્રણ રીતે ખાકી રૂપ આપી શકાય છે. . . . હ્યાં તે કેમ બને છે તે સમજાવાને માટે નહી, પણ તે ત્રણ રીતને લગતી ખરેખરી હકીકતોનું બ્યાન કરૂં છું.

---

*પાછા ફેકાવાનો યાને જો તકલીદી-બનાંવેલાં શરીર ઉપર કાંઇ ઘા પડે તો પાછા ફેંકાવાને કાએદે (repercussion) તેનાં અસલ ખાકી શરીર જ્યાં તે હોય ત્યાં તેજ જગા ઉપર તેને ઘા પડે છે.

૧. ખાકી રૂપ આપવાનો એક પ્રયોગ એવો હોએ છે કે જેથી તે રૂપ અથવા ચીજને હાથ લગાડી શકાએ પણ તે ચીજ અથવા રૂપ ખાકી આંખથી જોઇ શકાએ નહીં. આ દાખલામાં "સીઆંસ" યાને ભૂત ખાનાનાં પ્રયોગો કરવાની જગ્યામાં હાથો જણાય છે જે દેખાતા નથી તે છતાં જીવતાંનાં હાથ પકડે છે, અથવા મોંઢાં ઉપર હાથ પસવારે છે, જે કોઇવાર હવામાંથી એક ચીજ પસાર કરી લઇ જાય છે. અથવા ટેબલ ઠોકે છે. આ પ્રયોગોમાંનાં પાછલા બે તો ખાકી રૂપનાં હાથ વગર પણ બજાવી શકાય તેવા છે.

૨. ખાકી રૂપ આપવાનો બીજો પ્રયોગ એવો હોય છે કે જેમાં કોઇ રૂપ અથવા ચીજને હાથ અડકી શકતો નથી તે છતાં ખુલી આંખે તે રૂપ અથવા ચીજ દેખાય છે. એને લગતા પ્રયોગોમાં હવામાંથી નીકળી આવતા હાથો દેખાવ છે. કેટલીક વખત આ રૂપ ઘણાં ખુલાં હોતાં નથી, છતાં કેટલાક તો એવાં ખુલાં હોય છે કે જાણે ખરેખરોજ હાથ હોય એમ લાગે, પણ જ્યારે તેને આપણે હાથ લગાડીએ ત્યારે હાથને કાંઇ પણ લાગે નહી, તો પણ તે જગાએ હાથ છે એમ તો ખુલું દેખાય છે.

૩. ખાકી રૂપ આપવાની સંપુર્ણ રીત અથવા પ્રયોગ એવો હોય છે કે જે વડે તે બનાંવેલું રૂપ અથવા ચીજ દેખાય છે તેમજ તેને હાથ પણ લગાડી શકાય છે તે રૂપ તમારા જાણીતા દોસ્તનુંજ છે એમ તમને દેખાય છે એટલુંજ નહીં, પણ તે રૂપ તમારો હાથ પકડી તમો સાથે 'શેકહેંડ' કરે ત્યારે પણ તમો પુરતી રીતે જાણો કે આવીજ રીતની 'શેકહેંડ' તે તમારો જાણીતો દોસ્ત કરે છે યાને આવીજ રીતે તમારો હાથ તમારો દોસ્ત હીલવે છે.

હવે જ્યારે આ ત્રીજી જણાવેલી રૂપ આપવાની રીતમાં પાછા ફેંકાવાનો નિયમ ઘણો ખરો અમલમાં આવે છે એમ સાબેત થયલું છે ત્યારે તે નિયમ ઉપર દરશાવેલી પહેલી બે રીતોમાં પણ આવે છે એટલું નકી નથી. મદદ કરનાંર છોકરાનાં બાબમાં જે રૂપ આપવાની રીત અખત્યાર કીધી હતી તે ત્રીજી જાતની ન હતી એમ ઘણું ખરૂં માલમ પડે છે, કારણ કે ગમે તેવું બી કામ બજાવાનું હોય તે વખતે જોઇએ તે કરતાં વધારે જોર રૂપ આપવાનાં કાંમમાં ખરચ કરવામાં આવતું નથી. અને તેથી એમ બનવું શકય છે કે તે મદદ કરનાંર છોકરાનો ફક્ત હાથજ જે વડે બચાવા કાદેલા છોકરાને પકડીને મદદ કરવાની જરૂર હતી; તે

ત્રીજી રીત પ્રમાણે બનાવવામાં આવ્યો હોય, અને તેનું બાકીનું આખું શરીર તો અમસ્થું દેખાવ દેતુંજ બનાવવામાં આવ્યું હોય.

પણ આ શકયતા બાજુ રાખીને એક બીજી બાબદથી તપાસીએ. જ્યારે એક સંપુર્ણ રૂપ ધારણ કરવાનું હોએ છે ત્યારે—જોકે રૂપ ધારણ કરનાર ધણી ગુજરી ગએલો હોએ કે જીવતો હોએ—તે કામને માટે એક જાતની ચોકશ ખાકી પદાર્થ સંઘેરવાની જરૂર પડે છે. પૂર્વ તરફનાં મુલકોમાં થતા "સ્પીરીચ્યુલીસ્તીક સીઆનસ" નાંમનાં ભુત પ્રેતને લગતા પ્રયોગો કરવાનાં ઓરડાઓમાં આ પદાર્થ ઘણું કરીને "મીડીયમ્સ" યાને ભુવાઓનાં શુક્ષ્મ શરીર, અને બાજે વખતે સ્થુળ શરીર વટીકમાંથી ખેંચી કાઢવામાં આવે છે, અને એ બીનાં દફતરોમાં નોંધાએલી છે કે જ્યારે આ પ્રમાણે ભુવાનાં શરીરમાંથી પદાર્થ ખુંચી રૂપ આપવામાં આવે છે ત્યારે અસલ શરીર (ભુવાનું) તેજ વખતે વજનમાં ઘણુંજ હલકું થઇ જાએ છે.

આવા પ્રયોગોની જગ્યાનાં જે કોઇ અધીકારી અસ્તિત્વો (entities) હોએ છે, તેઓને રૂપ આવતી વખતે નજદીકનાં ભુવાઓનાં શરીરમાંથી તત્વ ખેંચી જલદી રૂપ આપવાને ઘણું સવળ પડે છે, અને તેનું પરિણામ એ આવે છે કે ભુવાનાં શરીર અને રૂપનાં શરીરને ઘણો ગાઢો સંબંધ થઇ જાએ છે, અને તેથી તે બંને વચે પાછો ફેંકાવાનો નિયમ ઘણો સારીરીતે લાગુ પડતો જોવામાં આવે છે. દાખલા તરીકે જો રૂપ આપેલાં શરીરનાં હાથ ઉપર ચાક ઘસવામાં આવે તો તે ચાક ભુવાનું શરીર કે જેને સખ્ત પહેરા તળે એકાદ ઓરડામાં બંધ કરવામાં આવ્યું હોએ ત્યાં પણ તેનાં તેજ હાથ ઉપર ચાકનો ડાઘ માલમ પડે છે. જો તે રૂપ આપેલાં શરીરને કાંઇ ઘા કરવામાં આવે તો આબાદ તે ભુવાનાં શરીરનાં તેજ ભાગ ઉપર ઘા પડેલો માલમ પડશે; વળી કેટલીક વખતે તે રૂપ આપેલાં શરીરે ખાધેલો ખોરાક વટીક તેનાં સંબંધનાં ભુવાનાં પેટમાં તેજ ખોરાક જોવામાં આવે છે, અને આ બીનાં આ ચોપડી લખનાર (મી૦ લેડબીટર) કહે છે કે તેણે તે પોતે જાતે જોએલી છે.

પણ આપણેં જે બાબદનું અતરે બ્યાન કરીએ છીએ તેમાં જુદીજ વાત છે. સીરીલ તો પોતાનાં ઉંઘમાં પડેલાં શરીરથી કાંઇ હજારો માઇલ દૂર હતો, અને તેથી તેનાં દોસ્તદારને તેનાં શરીરમાંથી પદાર્થ મેળવવાને તદન અશકય થઇ પડે, પણ તેમ કરવું સેહલું પણ હોએ, અને ગમે

એવું બી માહભારત કામ બજાવવાનું હોએ તોએ આ ગુપ્ત મદદ કરનારાંઓને તેઓનાં ડાહપણનાં સરદારો—યાને તેમનાં અશો ગુરૂઓની તેઓને ખાસ તાકીદ હોએ છે કે તેઓએ કદી બી કોઇનાં પણ શરીરમાંથી તત્વ ખેંચી કામ કરવું નહીં. વળી તેમ તેઓને કરવાની જરૂર પણ પડતી નથી, કારણ કે જ્યારે બી તેમને રૂપ આપવાનું કામ (materialization) કરવાનું હોએ છે ત્યારે તે કામને માટે તેઓને કોઇને પણ જોખમ કર્યા વગર આસપાસની 'ઇથર' અને ખાકી હવામાંથી પોતાને જોઇએ તેટલું તત્વ ખેંચી લેવાને સહેલું હોએ છે. આ પ્રમાણે હવામાંથી તત્વ ખેંચી રૂપ આપવાની રીત સાધારણ હલકા ભુવાઓ સાથે ફાંફાં મારનારાંઓને આવડતી નથી, તોપણ ગુપ્ત વિદ્યાનાં વિદ્યાર્થીઓને ગુપ્ત રસાયન શાસ્ત્રનાં એલમની બરકતથી તેમ કરવાને સહેલું છે.

હવે એ બંને બાબદનાં પરિણામમાં કેટલો તફાવત છે તે જુઓ. ભુવાનાં બાબમાં રૂપ આપવાનો પ્રયોગ ભુવાનું શરીર ઘણુંજ નજદીક હોએ ત્યારેજ થઇ શકે છે, અને તેથી તે રૂપને થએલો જોખમ વગેરે પાછો ફેંકાવાને કાએદે તે ભુવાનાં શરીરને ખેડવો પડે છે. પણ ગુપ્ત મદદ કરનારંની મદદથી બનાંવેલું શરીર તો હવામાંથી લીધેલાં તત્વોથી બનાંવેલુ હોવાથી તે અસલ શરીરને કાંઇ પણ ઇજા પોહચતી નથી, જેમકે કોઇનુ સંગે મરમરનાં પથરનું પુતલું બનાંવ્યું હોએ, અને તે પુતલાંને કીધેલી ઇજા તે અસલ માણસને થતી નથી.

આટલા માટેજ તે મદદ કરનાંર છોકરો આગમાંથી પસાર થાએ કે દીવાળની કોરપરથી નીચે પથ્થરની લાદી ઉપર પટકાઇ જાએતો એ કાંઇ તેનાં અસલ શરીરને નુકશાન પોંહચે નહીં તેજ પ્રમાણે હવે પછીનાં આવતાં એકાદ પ્રકરણમાં લખ્યું છે તેમ મદદ કરનારનું રૂપ આપેલુ શરીર ભર દરીઆમાં દુબી જાએ તોએ તેનાં અસલ શરીરને સેહજ પણ અલવાર આવે નહીં.

ઉપર દરશાવેલા બંને દાખલાઓ ઉપરથી માલમ પડયું છે કે સીરીલને પોતાને તો રૂપ ધારણ કરતાં આવડતું નથી, તેથી તે કાંમ તેનાં વડા દોસ્તદારને કરવું પડયું હતું. આ છોકરાનાં બાબમાં બનેલા બનાવોમાં એક દરશાવવા લાએક છે, જેમાં જો કે પોતાને રૂપ ધારણ કરતાં આવડતું નથી, તે છતાં એક વખતે મદદ કરવાની અતીષ્ય મોહબત, અને દીલને લીધે કેવળ પોતાની પ્રબળ શક્તિ(will)થી પોતે તેવું રૂપ લઇ શકયો હતો,

કે જે પ્રમાણે આગળ લખ્યું તેમ એક મરીગએલી માંએ રૂપ લઇ પોતાનાં છોકરાંઓને કુવામાં પડતાં બંચાવ્યાં હતાં.

દરેક ભુવન ઉપરનાં પદાર્થો ઉપર પ્રબળ ઇચ્છા શકિત (will power) કેવાં ચમત્કારીક પરીણામો નીપજાવે છે તેનો ખોલાસો કરવો મુશકેલ છે, તો પણ તે કેમ થાય છે તેનું જ્ઞાન નહીં હોવા છતાં જો મરજી યાને ઇચ્છા શક્તિ (will power) જોરાવર હોય છે તો ચાહે તેવું પરિણામ તુરત ઉપજાવી શકાય છે તેમાં કાંઇજ શક નથી. જો કે સાધારણ રીતે આપણે એક હુન્નર સંપાદન કરીએ તે અગાઉ તે હુન્નર શીખવાની જરૂર પડે છે, છતાં આવા પણ સંખ્યાબંધ દાખલાઓ છે કે જ્યાં આગમજથી શીખ્યા વગર પણ કેવળ અંજાણપણેથી વપરાયેલી ઇચ્છાશક્તિથી હેરત ભર્યા પરીણામો નીપજ્યાં છે. જેમ એક માણુસ આગળથી શીખ્યા વગર 'ફીડળ' યાને સારંગી વજાડી શકે નહીં, તેમ આગલથી તેને લગતી તાલીમ લીધા વગર આકાશી ભુવન ઉપર કામ કરવાને સાધારણ માણુસને તેને લગતી તાલીમ લીધા વગર આવડી શકે નહીં; પણ આએ નિયમમાંબી કાંઇ અપવાદો છે કે જે પછવાડે આપેલી બીનાથી જણાશે.

## પ્રકરણ ૧૦ મું.

## બે ભાઇઓ.

આ નીચે જણાવેલી વાતની સચ્ચાઇમાં કશો શક નથી પરંતુ જે નામ આપવામાં આવ્યાં છે તે ખામુખા તે માણસો ઓલખાય નહી તે માટે ભરમમાં ખોટાં નામો આપવામાં આવ્યાં છે.

આ વાતમાં વર્ણવેલા બે પુરૂશો બન્ને ભાઇઓ હતા; તેઓ એક ગામડામાં વસ્તા એક ગ્રહસ્થનાં છોકરાઓ હતા. વડા ભાઇનું નામ લેનસેલોત, અને તેની ઉમ્મર ચૌદ વરસની હતી. નાના ભાઇનું નામ વાલતેર અને તેની ઉમ્મર અગીઆર વરસની હતી. એ બન્ને ભાઇઓ ઘણા ભલા, તંદોરસ્ત, બહાદુર, અને કાંઇ પણ આતમદ્રષ્ટિ વગરનાં, પણ 'સેલતીક' લોહીથી ભરેલા હતા. તે બન્નેમાં જે એક નોંધવા લાએક ગુણ હતો તે એજ હતો કે તે બન્ને ભાઇઓમાં એટલો બધો તો અરસપરસનો પ્યાર હતો કે તેઓ કદી છૂટા પડતા ન હતા, જ્યાં એક જાય ત્યાં બીજો જરૂર જતો હતો, અને નાનો ભાઇ તો મોટાને પોતાનો ગુરૂ હોએ તેમ માન સહીત મોહબત રાખતો હતો.

એક કમનસીબ દીવસે લેનસેલોત ઘોડા ઉપરથી પડીને મરી ગયો, અને તેથી વાલતરને મનથી તો દુન્યાજ ડુબી ગઇ. તે બચ્ચાંને (વાલતરને) ખરીજ દલગીરી પેદા થઇ અને તે એટલી હદ સુધી કે તે ખાતો નહતો કે ઉંઘતો ન હતો, અને તેટલા માટે તેની મા, અને ઘરના માણસો અજાએબીથી વિચારમાં પડયાં. ને (વાલતરને) સમજાવી જોયો, ધમકાવી જોયો પણ ફોકટ. જ્યારે તેઓએ તેને કહ્યું કે એ પ્રમાણે દલગીરી કરવી એ પાપનું કામ છે, કારણ લેનસેલોત તો બેહશતમાં છે, ત્યારે વાલતરે ફક્ત એટલોજ જવાબ આપ્યો કે તમે શું જાણો કે તે બેહેશતમાં છે, અને જો કદાચ તેમબી હોય તો મારા વગર બેહસ્તમાં પણ તે કદી સુખી હોએજ નહીં, જેમ હું અહીં આ દુન્યામાં તે (લેનસેલોત) વગર સુખી નથી અને દુઃખી છું તેમ.

માનવાજોગ લાગે નહીં તો પણ ખરેખર તે ગરીબ બચ્ચુ દહાડે દહાડે દલગીરીથી નખાતું ગયું, અને મરવાને કાંઠે આવવા લાગ્યું, અને આ બીના એથી પણ વધારે દલગીરી ઉપજાવનારી તો એટલાથી થઇ કે તેની યાને વાલતરની ખબર વગર તેનો મરનાર ભાઇ તેનાં અણદીઠ આકાશી શરીરમાં વાલતરની નજદીક સઘલો વખત ઉભેલો હતો, અને તે વાલતરની હેરાનગતીથી વાકેફ અને પોતે પોતાની સઘળી કોશેશ છતાં ત્યાં તેની આગળ ઉભેલો છે એમ બોલવાને અશક્ત હોવાથી—કારણ કે ખાકી શરીર વગર બોલવાની કે એવીજ ખાકી ભુવન ઉપરની હીલચાલ થઇ શકે નહીં—પોતે પણ ઘણોજ નારાજ અને હેરાન હતો.

હોનારત બની યાને લેનસેલોત ઘોડા ઉપરથી પડી મરી ગયો તેને ત્રીજે દીવસની સાંજ સુધી, આ દુઃખદાયક મામલો ચાલુ રહ્યો, તેવામાં સીરીલની નજર આ બન્ને ભાઇઓ તરફ ખેંચાઇ. કેવી રીતે ખેંચાઇ તે સીરીલ પોતે પણ કહી શકતો નથી. તે કહે છે કે હું ફકત રસ્તેથી જતો હતો તેવામાં કૃપાલુ માહપુરૂશો—માહત્માઓની મેહરથી મારૂં ધ્યાન એ બાબદ ઉપર ખેંચાયું. બીચારો વાલતર તો ઉંઘ વિનાં, એખલો અને થાકી ગયેલો બીછાણે પડેલો હતો, અને તેની આગળ મરનાર ભાઇ લેનસેલોત ઉભોજ હતો પણ તેની વાલતરને શું ખબર? કારણ કે ખાકી શરીરની આંખથી મરનારનું શુક્ષમ યાને આકાશી શરીર કાંઇ દેખાય નહીં. લેનસેલોત ખાકી શરીર વગરનો હોવાથી તે સીરીલને જોઇ શકે અને સાંભળી પણ શકે. (કારણ આગળ જણાવ્યું તેમ સીરીલ શુક્ષમ યાને આકાશી અને તેથી ખાકી આંખે અણદીઠ પણ આકાશી શરીરવાળાંને દેખાય એવાં શરીરમાં

ગેબી મદદ કરવા પ્રયાસ કરે છે.) તેથી તે દેખીતી રીતે સીરીલને પેહલુ જે કાંઇ કરવાનું હતું તે એજ હતું કે તે મરનાર ભાઇને સધીઆરો આપવો અને તેનાં દુઃખને શાંત પાડવું, અને તે પોતાનાં ભાઇને મલવાને અને વાત કરવાને તંગાઇ રહેલો હતો, તેમ મેલાપ કરવાને તેને મદદ કરવાની કબુલાત આપી.

આ પ્રમાણે મરનાર ભાઇને સાંત પાડયાં પછી, તે લાગલો જીવતા ભાઇ વાલતર તરફ વળ્યો અને તેનાં મન ઉપર ખુબ જોશથી અસર કીધી, કે તેનો ભાઇ વાલતર જીવતો છે, અને તેની આગળ ઉભેલો છે, અને જેમ તુંને આગળ ચહાતો હતો તેમ ઘણોજ ચાહે છે વગેરે, પણ સીરીલ-ની એ સઘળી કોશેશ ફોકટ ગઇ; દલગીરીથી ઉપજેલી મંદ બેપરવાઇ વાલતરનાં મગજમાં એટલી બધી તો ભરાઇ ગઇ હતી કે કાંઇ પણ બાહ-રની સુચના તેના મન ઉપર થઇ શકતી ન હતી; અને તેથી સીરીલને સુજ્યું નહી કે હવે શું કરવું તો પણ સીરીલને તે દુઃખ ભર્યા દેખાવથી એટલી બધી તો દયા આવી હતી અને તેને મદદ કરવાનો એવો તો જોશથી ઠરાવ રાખ્યો હતો કે જાણે કાંઇ પણ જોરનાં ખરચે તેને મદદ કરવી કે જેથી કોઇબી રીતે (કેમ તે પોતે કહી શકતો નથી) તે નાશી પાશ થએલા છોકરાને હાથ લગાડવાને અને તેને મોઢેથી બોલી સમજાવવાને શકતી-વાન થયો. વાલતરે સીરીલને પુછેલા સવાલો—કે તે સીરીલ કોણ છે અને અહીંઆ શું કરવા આવ્યો, તે સવાલો બાજુ મુકીને સીરીલ એકદમ બોલવા લાગ્યો કે તારો ભાઇ તારી આગળ ઉભેલો છે, અને તે પોતે જીવતો છે, અને તુંને મદદ કરવાને ખંતી છે, અને તુંને સધીઆરો આપવા આવેલો છે, એમ તુંને કહેવાને તે ચાલુ કોશેશ કરી રહ્યો છે. નાનો વાલતર હવે જરા જરા માનવા લાગ્યો તો પણ આશા બાંધવાની હીમત કરી શકયો નહી. પણ સીરીલના આતુર અને ખાતરજમાં ભરેલા શબ્દોથી તેનો શક દૂર થયો, અને આખરે તે છોકરો—વાલતર—આ પ્રમાણે બોલ્યો: "અરે તમે કહો છો તે હું બધું માનું છું, કારણ કે તમે કેવા દયાલુ છો; પણ હું જો ફક્ત મારા ભાઇ લેનસેલોતને એકવાર જોઉં તો પછી હું જાણું, અને મારી ખાતરી થાએ; અને જો ફક્ત એકવાર હું તેને મોઢેથી સાંભલું કે તે પોતે સારી પેઠે છે તો પછી તે પાછો જતો રહે તોબી હું પછી નચીંત રહું."

સીરીલ જો કે મદદ કરવાનાં કામમાં ઘણો નાનો હતો તો પણ એટલું તો તે જાણતો હતો કે વાલતરે જે કાંઇ ખાહેશ કીધી તે પ્રમાણે થવું મુશકેલ હતું, અને જેવો તેનો વિચાર તે દલગીરી સાથે વાલતરને કહેવા જતો હતો, તેવામાં

એબી મદદ કરનાંરાઓને જેમ માંલમ પડે છે તેમ તેને માહ પુરૂસોની હાજરી માલમ પડી અને તેનાં સીરીલનાં મન ઉપર એવું વમાસણ અથવા કહેણુ આવ્યું કે તેણે તે છોકરાની ખાહેશ પ્રમાણે કરવાને કબુલાત આપવી. તેથી સીરીલે તે છોકરાને કહ્યું કે હું જરા જઇ આવું ત્યાં સુધી થોભો; અને પછી તમારી ખાહેશ પ્રમાણે તમે તમારા ભાઇ લેનસેલોતને જોશો. એમ કહી સીરીલ તેની આગળથી ગેબ થઇ ગયો. માહબળવાન માસ્તર યાને ગુરૂની તેટલીજ અસર સીરીલને હવે પછી શું કરવું તે શીખાડવાને પુરતી હતી, તે એકદમ પોતાનો જુનો દોસ્ત જે હમેશાં તેને મદદ કરતો હતો તેને બોલાવાને દોડી ગયો. આ જુનો દોસ્ત તો હજુર રાતનાં સુતેલો ન હતો, પણ સીરીલનાં આગ્રહથી અને ઉતાવલથી બોલાવાથી તે એકદમ તેની સાથે ગયો યાને આકાશી શરીર મારફતે નીકળી ગયો, અને થોડીક પલમાં તે બંને જનાં વાલતરનાં બીછાણાં આગળ આવી લાગ્યા. સીરીલનાં ગેબ થઇ જવા પછી પેલો વાલતર છોકરો તો પાછો લગાર શક મંદ થવા લાગ્યો હતો, કે એતો મને સ્વપનો આવ્યો હશે, અને તેથી જ્યારે થોડા વખતમાં શીરીલ પાછો વાલતર આગળ આવીને ઉભો, ત્યારે તો તે છોકરો ઘણોજ રાહત પાંમ્યો, અને ખુશ ખુશ થયો. પણ જ્યારે એક પલ પછી ગુરૂનાં હોકમથી તે વડા મદદ કરનાંર ભાઇએ આતુર મરનાંર લેનસેલોતને ખાકી રૂપ આપી વાલતરની આગળ તેને ઉભો કીધો, અને તે બને મરનાંર અને જીવતો ભાઇ એક એકનો હાથ હાથમા લઇને ઉભા તે વખતે તેઓને થએલી ખુશીનો ખ્યાલ આપી શકાય નહી.

હમણા ખરેખર બંને ભાઇઓની દલગીરી બેહદ ખુશાલીની અંદર ફેરવાઇ ગઇ, અને ફરીથી તે બંને જણાં એક એકને કહેવા લાગ્યાં કે હવે આપણે ખાતરીથી જોયું છે કે મોત આપણી જુદાઇ કરી શકતું નથી તેથી આપણે કદીબી દલગીર થવું નહી. વળી જ્યારે મોટા ભઇની સલાહથી સંભાળથી સીરીલે તે બંને ભાઇઓને સમજાવ્યા કે ત્યાં જે નવાઇ જેવી રીતે ખાકી શરીર રચી તેમનો મેલાપ કરાવી આપ્યો છે તેમ ફરીથી થઇ શકશે નહી, તોપણ લેનસેલોત આખો દહાડો તેનાં ભાઇ વાલ્તર આગળ હાજર રેહેશે, જો કે વાલતર તેને દીવસને વખતે જોઇ શકશે નહીં, અને દર રાતનાં જ્યારે વાલતર ઉંઘાશે ત્યારે તેનું શુક્ષમ શરીર તેના ખાકી ખોલ્યાંમાંથી નીકળી જઇ તેનાં ભાઇ વાલતરને સઘળાં ભાંન અને જ્ઞાન સહીત ભેટશે, એમ જ્યારે તેમને સમજાવ્યા ત્યારે તેઓની ખુશાલી મંદ થઇ નહીં.

આટલું સમજ્યા પછી ગરીબ થાકેલો વાલતર ઉંઘાઇ ગયો અને એકદમ તેણે સમજેલું તેની સચ્ચાઇની ખાતરી કરી લીધી, અને પોતે અજાએબીથી જોવા લાગ્યો કે, એક પલવારમાં તે અને તેનો મરનાર ભાઇ બંને સાથે તેઓની અસલ રમવાની જગ્યાઓમાં કુદતા અને રમતા ફરે છે. આ વખતે સીરીલે વાલતરને પાછી ચેતવણી આપી કે જ્યારે તું દીવસે જાગ્રત થશે ત્યારે અતરે રાતનાં બનેલા અનુભવની સઘળી ખબર યાને યાદ તુંને રહેશે નહીં, કારણ કે સ્વપનાંમાં થએલા અનુભવની સઘળી તુલોતુવીલ યાદ સર્વેને રહેતી નથી—પણ સારાં ભાગ્યેગે વાલતર તે સઘળી હકીકત ભુલી ગયો ન હતો. જે આપણે ઘણા જણાઓ ભુલી જઇએ છીએ. કદાચ એમ બન્યું હોએ કે તેનાં સેલતીક લોહીને લગતી આત્મ શક્તિને તેનાં એકદમ ઉભરી આવેલા ખુશીનાં આંચકા એ ઉપજાવી કાઢી હોએ; કોઇ પણ કારણ હોએ, તોપણ તે રાતનાં અનુંભવમાંથી કાંઇ પણ બાબદ વીસરી ગયો ન હતો અને સહવારનાં પોતાનાં અનુંભવથી ઘરમાંનાં સર્વેને ખબર કીધી, પણ ઘરમાંનાં કાંઇ તેની વાતને મચક આપતાં ન હતાં, યાને તે જે કાંઇ કહેતો હતો તે માંનતાં ન હતાં.

તે છોકરાનાં માએ બાપે તો એમ જાણ્યું કે દલગીરીથી એનુ (વાલેતરનું) ભેજું ખસી ગયું. અને તે એક પુરો છોકરો હોવાથી તેમનો તે વારેસ હતો તેથીને તેની હાલત બારીકીથી તેઓ તપાસવા લાગ્યાં, પણ દીવાનાંપણાની કાંઇ પણ નીશાંની તેનાંમાં જણાઇ ન હતી. તોપણ હજુર તેઓ યાને તેનાં માંબાપો તો એમજ માંને છે કે છોકરાને કાંઇ એકજ બાબદમાં ગાંડાપણું લાગેલું હતું, અને વળી એમ પણ કહેતાં કે તે એકજ ખાલી ખ્યાલથી તેની જીંદગી તો બચી હતી; પણ તે છોકરાની એક પુરાણી યાને બુઢી આયા છે, જેણી કેઠોલીક પંથની છે તેણી એવું માને છે કે છોકરો જે કહેછે તે તદનજ ખરૂં છે. તેણી કહેછે કે લોર્ડ જીસસ ક્રાઇસ્ત પણ એક વેળા બાળક હતા, તેવણે તે છોકરો જે દીલગી- રીથી મરવા પડયો હતો, તેની ઉપર કૃપા કીધી અને તેનાં આવા ભારી પ્રેમનાં સવાબ તરીકે પોતાનાં ફરેસ્તાઓ મોકલી તે મરનાર ભાઇ સાથે તેની મુલાકાત કરાવી આપી. કોઇ કોઇ વેળા સુધરેલાં નાસ્તીક મત કરતાં સાધારણ લોકનો વહેમ ખરી સચ્ચાઇની ઘણી નજદીકમાં વસ્તો જણાએ છે.

આ વાતનો છેડો ત્યાંજ આવી અટકતો નથી કારણ કે તે રાતનું ભલું કાંમ, આગળા ભલાં કામમાં વધતુંજ જાએ છે, અને કહેવાઇ શકાતું

૬

નથી કે તે એક ભલાં કાંમમાંથી કેટલાં બધાં બીજાં ભલાં કાંમોનાં ડાળ પાંખરાં ફુટે છે. વાલતરનાં આકાશી ભાનને એકવાર જોરશથી સજાગરૂ કરવાથી તે હર હમેશાં સાવધ અને કામમાંજ રહે છે. દર સહવારનાં તેને રાતનાં પોતાનાં ભાઇ સાથે ફરવા હરવાની સઘળી કેફીઅત યાદ આવે છે; દર રાતનાં તેઓ બંને સીરીલની મુલાકાત કરે છે, કે જેણે તેમને નવી દુન્યાથી વાકેફ કીધા, અને એથી ચઢતી દુન્યાઓમાં સેહલ કરવાને તેનાથીજ શીખવાને ઉમેદ રાખે છે. સીરીલની દેખરેખ હેઠળ તેઓ બંને--જીવતો અને મરનાંર--ભાઇઓ ભેગી મદદ કરનાંર ટોળી મધેના આતુરતાથી કાંમ કરનાંરા સભાસદો થયા છે, અને ખચીત વરસો સુધી જ્યાં સુધી જુવાન લેનસેલોતનું આકાશી શરીર વીખરાઇ જાએ ત્યાં સુધી તેઓ ત્રણે જનાંઓ ઘણાં મરનાંર બચાંઓને જે જાતની ખુશાલી પોતે મેળવી છે તેવીજ જાતની ખુશાલી ચખાડવાને કોશેશ કરતા રહેશે, અને તેથી ઘણાં એક મરતાં છોકરાંઓ તેમનાં આભારી રહેશે.

આ નવાં નાંનાં મદદગારો ફકત મુએલાંઓનેજ મદદ કરી શકે છે એટલુંજ નહીં પણ જીવતાંઓને પણ મદદ કરવાને ઉપ્યોગી બન્યાં છે, કારણ કે તેઓએ બીજાં કેટલાંક ભુલકાં મદદગારો શોધી કાઢી સીરીલની જાણમાં લાવ્યાં છે, કારણ કે આ બાળકો ઉંઘ વેળાએ આકાસી ભુવન ઉપર હોશીઆર યાને હોશ ધરાવતાં માલમ પડયાં હતાં. આ નવાં બીજાં મદદગાર બચાંઓ મધેથી એકતો એટલું ઉપ્યોગી સીરીલને જણાયું છે કે તે તેમની મદદગાર ટોળીને આકાશી ભુવન ઉપર ઘણું કીમતી થઇ પડયું છે, એટલુંજ નહીં પણ તે છોકરું ત્યાં ખાકી ભુવન ઉપર પણ ઘણું દયાળુ નીવડયું છે.

જેઓ આ બાબદથી પેહલાજ જાણીતા થાએ છે તેઓને બાજે વખતે સમજાવવું ઘણું મુશકેલ લાગે છે કે બચાંઓ તે આકાસી ભુવન ઉપર ઉંઘ વેળાએ કેવી રીતે ઉપ્યોગમાં આવતાં હશે. તેઓ કદાચ એમ ધારતા હશે કે આખર કરે ને એક બચાનું આકાશી શરીર (astral body) પણ તેનાં કાચા ખાકી શરીરની માંફક હજુર વગર કેળવાએલું અને કાચુંજ હોવું જોઇએ અને એવાં વગર તૈયાર થએલા શરીરનાં બંધનમાં વસ્તા આત્મા (ego) થી બીજાં માણસોને મીનોઇ, માનસીક, અને નીતિને લગતી મદદથી પ્રગટી કરણુને કાએદે આગળ વધારવામાં કેમ

મદદ થઇ શકતી હશે ? કારણ કે ગેબી મદદગારોને તો કાંઇ તેવીજ રીતનું કામ કરવાનું હોએ છે ?

ઉપલી બીનાંને લગતી કાંઇક બીનાં જાહેર કરવા પછી મને એવાજ કાંઇ સવાલો પુછવામાં આવ્યા હતા, તેથી મેં તે સવાલો ખુદ સીરીલ ઉપરજ મોકલી આપ્યા અને તે સવાલોનો જવાબ તેણે નિચે પ્રમાણે આપ્યો :

"સવાલ પુછનાર ગ્રહસ્થ કહે છે કે તે ખરીજ વાત છે કે હું એક નાનો છોકરો છું, અને વધારે જ્ઞાન ધરાવતો નથી, અને જેમ હું મોટો થતો જઇશ તેમ વધારે જ્ઞાન મેળવવાથી વધારે ઉપ્યોગી બનતો જઇશ પણ હમણાંથી યાને આવી મારી નાંની ઉમરમાં પણ હું બીજાંને મદદ કરવાને શકિતવાન છું, અને તે એટલા માટે કે થિઓસોફી યાને ખોદાશનાંસીનું જ્ઞાન ઘણાં થોડાં લોકોને હોએ છે, ઘણાં લોક જો કે બીજી બાબદોથી મારા કરતાં ઘણાં ખબરદાર હશે પણ ખોદાશનાસીને લગતું જ્ઞાન તેઓમાં નથી તે જ્ઞાન તેઓને આપવાને હુ અત્યારથી કાંઇક દરજજે શક્તિવાન છું. અને એટલું તો તમે જાણોછો કે એક બાબદ કે રસ્તો જે વિષેનું જ્ઞાન એક નાંનાં પોરીઆને હોએ, તે પોરીઓ યાને નાંનો છોકરો, બીજા સો ડાહ્યા માણસો જે તે બાબદ અથવા રસ્તાથી અજાણ્યા હોએ તેઓનાં કરતાં તે છોકરો તે રસ્તો [માર્ગ] બતાવવા માટે તમને વધારે ઉપ્યોગી થઇ પડે."

અહીં આટલું ઉમેરવું જોઇએ કે જ્યારે ઉંઘ વેળાએ આકાશી ભુવન ઉપર એક બચાંને પણ જાગાડવામાં આવે છે ત્યારે તે બચાંનું આકાશી શરીર ઘણું ઝડપથી ખીલવા માંડે છે અને તે થોડા વખતમાં આકાશી ભુવન ઉપર જાગૃત થએલા ઉમરે પુગેલાં આદમીનાં આકાશી શરીરથી કાંઇ ઓછે દરજજેનું થતું નથી, અને બચીત, બીજાં માણસો જેઓ ઘણાંબી ડાહ્યા અને જ્ઞાની હોએ પણ તેઓ હજુર આકાશી ભુવન ઉપર જાગવાનું શીખ્યાં ન હોએ તો તેઓનાં આકાશી શરીર કરતાં તો તે જાગૃત થએલાં બચાંનું આકાશી શરીર ઘણુંજ ઉપ્યોગી હોએ છે. પણ જ્યાં સુધી બચાંનાં શરીરમાં વસ્તા આત્માંમાં પણ કાએમ મકકમપણું, અને સર્વે લોક ઉપર ચોખી મોહબત અને ભલાઇનાં ગુણ આવ્યા ન હોએ અને જ્યાં સુધી તેવા ઉત્તમ ગુણો તે બચાનાં આત્માએ પોતાના આગલા જન્મોમા પણ દેખાડયા ન હોએ ત્યાં સુધી કોઇ પણ આત્મજ્ઞાની માહ પુરશ એ

પ્રમાણે તેને આકાશી ભુવન ઉપર જગાડવાની બહુજ જોખમ ભરી જવા-બદારી પોતાને માંથે લેતો નથી. તોપણ જ્યારે તેઓનું યાને તેવાં બચ્ચાં-ઓનું કર્મ લાએક હોવાથી તેમને આકાશી ભુવન ઉપર જગાડવામાં આવે છે ત્યારે તેઓ ગેબી મદદ કરવાનાં કાંમમાં એવા તો સરસ અને ઉપયોગી થઇ પડે છે. અને તેઓ પોતાનુ સોંપેલું કામ એવું તો દીલ નાંખીને દીલો-જાનથી બજાવે છે કે પેલી જાણીતી કેહવત "એક બચ્ચું તેમને રસ્તો દેખાડશે" તે ખરી પડે છે.

એ ભાઇઓની ઉપલી વાત વાંચ્યા પછી કોઇનાં મનમાં આવો સવાલ ઉઠવાની વકી રહે છે કે: જ્યારે સીરીલ પોતાની ચોખી મોહબત દયા અને મજબુત મરજી (will) ના બળે પોતાને ખાકી શરીર (materialize) આપવાને શક્તિવાન થયો, ત્યારે મરનાર ભાઇ લેનસેલોત જે પણ પોતાના જીવતા ભાઇ આગળ દેખાવ આપવાને અત્યંત આતુર હતો તે કેમ તેમ કરવાને યાને એકાદ ખાકી શરીરમાં પોતાનાં ભાઇ આગળ રજુ થવાને શક્તિવાન થઇ શકયો નહીં?

બજાએબી એટલીજ છે કે સીરીલ તેમ રૂપ લેવાને શકિતવાન થયો—પરંતુ લેનસેલોતને પોતાનું ખાકી શરીર કેમ બનાવવું તેનો કાંઇજ ખ્યાલ પણ ન હોવાથી તે બજાવી નહી શકે એ સમજવું સેહલ છે. સીરીલ જો કે પોતે તેમ બનાવી શકતો ન હતો, છતાં એમ ખાકી શરીર બનાંવી શકાએ છે એ તેને જાણીતું હતું, અને તેથી પણ તેને તેમ બજા-વાને પુષ્ટીકારક હતું. અને જ્યારે હવે લેનસેલોતને ખાકી રૂપ કેમ લેવું તે શીખાડવામાં આવેલું હોવાથી તે હવે તેમ ખાકી શરીર જરૂર અને કાંમ પડવે લઇ શકે છે.

## પ્રકરણ ૧૧ મું.

## ભાંગેલા વહાણો અને બીજી હોનારતો.

મદદ કરનાંરી ટોળી મધેથી કેટલાકો બાજે વખતે મોટા પાયા ઉપર થતી ખરાબીનો અટકાવ કરવાને શકિતવાન હોય છે. એક કરતાં વધારે પ્રસંગે જ્યારે એકાદ વાહણનો કપટાંન પોતાનાં વાહણ સહીત, કાંઇક નહી જણાયલા પાણીનાં રેહથી કે પોતાની ગણતરીમાં ભુલ થાય ખાવાથી કોઇ

કોઇ વેળા પોતાનાં નીમેલા રસ્તાથી બીજે ઠેકાણે અંજાણપણામાં તણાઇ જાય છે, અને કાંઇ મોટા જોખમમાં આવી પડવાની વકીમાં હોય છે, ત્યારે તેની આ ગફલતીથી સાવચેત કરવાને તે કપટાંનનાં મન ઉપર ચાલુ અસર કરીને વાહણો ભાગી જતાં બંચાવી લેવામાં આવે છે. જો કે આવી અસર કપટાંનનાં પોતાંનાં અંતર જ્ઞાનની મારફતે ખાલી ચેતવણી જેવી લાગે છે તોપણ જ્યારે ફરીફરીથી તે અસર તેનાં ઉપર કરવામાં આવે છે ત્યારે તે માટે પોતે સાવધ થાય છે, અને જે બાબદ માટે ચેતાવવામાં આવે છે તેથી વાકેફ થવાને મન લગાડી ઉપાય લે છે.

દાખલા તરીકે, એક બનાવમાં એક મછવાનો કપટાંન અંજાણપણામાં પોતાનો મછવો જમીનની ઘણીજ નજદીક હંકારી લઇ જઇ જતો હતો, અને તેની તેને ખબર પણ ન હતી, અને તે અરસામાં લંગર કરી મછવો થોભાવવાને માટે તેનાં મન ઉપર વારંવાર અસર કરવામાં આવી, તોપણ આ ચેતવણી જે તેનાં મન ઉપર આવતી હતી, તેને તે નકામી અને હસવા સરખો ખ્યાલ સમજી મનમાંથી કાઢી નાંખ્યા કરતો હતો. આખરે તેણે તેવી ચાલુ અસરોનાં દબાણથી લગાર આનાંકાની સાથે લંગર કરો એવો હુકમ આપ્યો, અને મછવો થોભાવ્યો. લંગર નાંખતાંજ તેને માલમ પડયું કે તે પોતે કીનારાની ઘણી નજદીક આવી ગયો છે, તેથી તે પાછે રસ્તે કીનારાથી ઘણેક દુર ગયો પણ તે કીનારાની નજદીક આવી લાગો હતો અને મોટા જોખમથી બચી ગયો હતો તેની ખાતરીતો તેને સહવારનાં નજરે જોવાથીજ થઇ.

વળી કેટલેક વખતે આવી હોનારતો કર્મને કાએદેજ સરજાયલી હોવાથી, આવી મદદ છતાં પણ તે હોનારતનો અટકાવ થઇ શકતો નથી. તોપણ તેવા બનાવમાં સુધાં મદદ કરવાની જરૂર જણાય છે. એમ બને કે તેવી આફતોમાં લપેટાયલાં આદમીઓનું મોત નીર્માણ થયલું હોવાથી, તેઓને મોતમાંથી બંચાવી શકાતાં નથી, તે છતાં ઘણીક વેળા મોત માટે તૈયાર થવા માટે, અને મરી ગયા પછી તેમનાં રવાનોને મદદ કરવાનું બની શકે છે. હાં ખુલી રીતે અને ખાતરીથી જણાવવું જોઇએ કે જ્યાં જ્યાંબી મોટી આફતો આવી પડે છે ત્યાં આવી જાતની ગેબી મદદ તુરત મોકલી આપવામાં આવે છે.

હાલમાં તાજા બનેલા બે બનાવો, કે જે વખંતે આવી ગેબી મદદ આપવામાં આવી હતી, તેમાં એકતો "ડ્રમન્ડ—કેસ્તલ" નાંમનાં વાહણનું

ઉસ્તાનતની ખુશિર આગળ ડુબવું, અને બીજો બનાવ અમેરીકા મધેનો સેંટ લુઇ નાંમના શેહરનો નાંશ ભારે તોફાનથી થયો તેને લગતો હતો. આ બે બનાવો બને તેની થોડીક મીનીટની આગળ તે વિષે ખબર આપવામાં આવી હતી, અને ગેબી મદદ કરનાંરાઓએ મરનારાંઓને શાંત પાડવાને અને તેઓનાં મનને ચઢતા ખ્યાલમાં ખેંચવાને પોતાથી બનતી મેહનત કીધી હતી. તેથી કરીને જ્યારે તેમનાં ઉપર આફત ગુજરી ત્યારે તેઓએ તે ઘણીજ શાંતીથી સહન કીધી, નહીં તો તેવી મદદ વગર તેમની હાલત ઘણીજ ઘભરાટ ભરેલી અને શોકાતુર થઇ પડત. તે છતાંબી કુદરતી રીતેજ આ બંને આફત વખતે, ભોગ થઇ પડેલાં લોકોને જે મદદ કરવામાં આવી હતી તેનો મોટો ભાગ તો તેમનાં ખાકી શરીરનાં મરણબાદ તેમનાં રવાનોને આકાશી ભુવન ઉપર કરવામાં આવી હતી—કે જે જાતની મદદ વિષે આપણે આગળ ચાલતાં યોગ્ય જગ્યાએ બયાન કરીશું.

આં દલગીરી સાથ બયાન કરવું પડે છેકે કેટલીક વખતે જોખમમાં આવેલાં આદમીઓમાં અત્યંત ઘભરાટને લીધે—અને તેથી પણ વધારે ખરાબ, તેઓમાં તે વખતે પુષકળ દારૂ પીને દીવાના જેવાં થઇ જવાને લીધે—તે ગેબી મદદ કરનાંરાંઓને તેઓનાં અત્યંત દયાળુ મદદ કરવાનાં કામમાં ભારે અડચણ પડે છે. ઘણાંએક વાહણો જે ડુબી દરીઆની તળીએ જઇ બેઠાં છે, તેઓ તે વખતે તેમાં બેઠેલાં દારૂથી સઘળાં ચકચુર થઇ ગએલાંઓ સાથે નીચે બેઠાં છે. અને તેવી બાબદમાં મોતની આગળ તેમજ મોત પછી પણ ઘણો લાંબો વખત સુધી તેમને ગેબી મદદ કરવાનું કામ તદન અશકય થઇ પડે છે.

જ્યારે આપણને માલમ પડે કે આપણે કાંઇ મોટા જોખમમાં છીએ કે જે જોખમ આપણાથી કદી દુર થઇ શકે નહી એવો છે, ત્યારે ખચીત જાણવું અને યાદ રાખવું જોઇએ કે ગેબી મદદ આપણી નજદીકમાંજ છે, અને તે ગેબી મદદ કરનાંરનું કામ સહેલું કે મુશકેલ કરવાનું પણ આપણા હાથમાંજ છે. જો આપણે કોઇબી આફત વખતે તદન શાંત અને હીંમતવાન રહીએ, અને એવો ખ્યાલ કરીએ કે આપણુ રવાન અમર છે, એ રવાનને કોઇ દહાડે અને કોઇ કાળે અને કસાથી પણ ધોકો પોહચતો નથી, તો તેવી આપણા મનની હાલત મદદ કરનાંરાઓ જે મદદ આપણને આપવા ચાહે છે તે મદદ મેળવવાને આપણનાં મન લાએક અને ખુલ્લાં કરે છે. એ હાલત આપણે માટે ઘણીજ ઉત્તમ છે, પછી તે મદદ

આપણને મોતમાંથી બંચાવવાની હોય, કે જે તેમ બનાંવવાને ઘટતું ન હોય તો મોત પછી તેમાંથી સલામતીથી તેરવી કાઢી શાંતીથી બીજાં ભુવન ઉપર આપણને લાવી મુકવાનું હોય.

પ્રત્યેક માણસના બાબમાં બનતી હોનારત વખતે, તેમજ સામાન્ય આફતો વખતે, આવી જાતની મદદ વારે ઘડીએ આપવામાં આવે છે. આ બાબદ દર્શાવવાને માટે એક દાખલો આપવો પુરતો થઇ પડશે. થોડાંક વર્ષની વાતની ઉપર ઇગ્લાંડનાં કીનારા ઉપર જે આફતો તોફાનોથી મચી રહી હતી, તે સપાટામાં એક માછલી પકડવા માટે રોકાયલો મછવો, દરીઆમાં કીનારાથી ઘણોજ છેટે તોફાનનાં સપાટા વચે આવી પડયો, અને ઉંધો વળી ગયો. તે મછવા ઉપર ફકત બે માણસો હતાં—એક નાનો છોકરો અને એક બુઢો માછી. મછવો ઉંધો વળ્યા પછી પેલો માછી બચવાની આશાથી તે મછવાને પકડવાને અને લટકી રહેવાને ફાંફાં મારતો હતો. બચવાને કાંઇ પણ બાકી સાધન નજદીક ન હતું, અને તેમ હોય તોબી તે અતીશય તોફાની દરીઆમાં બચવું તદન મુશકેલજ હતું, અને તેજ પ્રમાણે માછીએ પણ જાણ્યું અને પોતે સમજ્યો કે થોડીક પળમાં તે ડુબી મરશેજ. તોફાનનાં ડરામણા દેખાવથી, અને મોત નજદીક આવેલું છે તેનાં પુરા ખ્યાલથી, અને તેનાં ઓચીંતા મોતથી તેનાં બચ્ચાં છોકરાંને દુઃખ થશે એવા વિચારોથી, તેને ઘણો ગભરાટ થવા લાગ્યો.

તે તરફથી પસાર થતા એક ગેબી મદદ કરનારનું ધ્યાન તે માછી તરફ ખેંચાયું અને તેણે તે માછીનાં મનને શાંત પાડવાને ઘણીબી કોશેશ કીધી, પણ ફોકટ; કારણ કે માછીનું મન અતીશય અસ્થીર અને ગભરાટમાં હોવાથી, ગેબી મદદ કરનારની મીનોઇ શાંતી આપનારી અસરો તે માછીનાં મગજમાં પ્રવેશ થઇ શકી નહીં. તેથી તે મદદ કરનારે આખરે ખાકી રૂપ લીધું, અને તેની મરણની ઘડીએ તેજ મછવા ઉપર ઉભાં રહી તે માછીને ઘણાએક દીલાસા ભર્યા શબ્દોથી શાંત કીધો. આ બનાવ બન્યા પછી તે મદદ કરનાર બાઇએ એ બીનાનું વર્ણન કરતાં જણાવ્યું કે 'મને જોતાંને વારજ જે અસર માછીના મન ઉપર થઇ તે ઘણીજ ચમત્કારી અને ખુશકારક હતી. જેવો તેણે મારો ચલકતો આકાર મછવા ઉપર ઉભેલો જોયો, તેવોજ તે એકદમ શાંત થઇ ગયો, અને વિચાર કરી દીલથી ખુશ થવા લાગ્યો કે ખોદાએતાલાએ એક ખાસ ફરેસ્તો તેની આફત વેળાએ તેને સધીઆરો આપવા મોકલ્યો છે, અને આ બીનાથી તેણે

ખાતરીથી માન્યું કે એજ ફરેસ્તો મને મોતનાં દરવાજામાથી સેહેલાઇથી લેઈ જશે, એટલુંજ નહીં પણ મારાં બચ્ચાં છોકરાં ઉપર પણ મેહેરબાની ભરી નીગેહબાની રાખશે.' જ્યારે થોડીક મીનીટ પછી તેનું મોત આવ્યું તે વખતે તે જે શાંત હાલતમાં હતો તે હાલત તેની થોડીક વખતની આગળની આકુળવ્યાકુળ સ્થિતિ કરતાં ઘણીજ જુદી હતી, અને કુદરતી રીતેજ જ્યારે તે આકાશીક ભુવન ઉપર જાગૃત થયો ત્યાં પણ જ્યારે તે પોતાનાં તેજ ફરેસ્તા બાઇ સાથે ઓળખાણમાં આવ્યો, ત્યારે તેણીના શિક્ષણથી ત્યાં તેની નવી દુન્યાને લગતી રીતભાત અને ભલી જીંદગી ગુજારવાને લગતી નશીયતો ખુશીથી અંગીકાર કરી, તે પ્રમાણે વરતવા લાગ્યો.

ઉપલા બનાવ બન્યા બાદ થોડાક વખત પછી તેજ ગેબી મદદ કરનાર બાઇ એક એવીજ બીજી હોનારત વખતે મદદ કરવા ગઇ હતી, અને તેને લગતું બ્યાન તેણીએ નીચે પ્રમાણે કર્યું છે:—

"ગયા નવેમ્બર મહીનામાં જે આગબોટ તોફાનથી ડુબી ગઇ તે વિષે તમને માલમ તો હશેજ. જે કેબીન યાને વાહણના ઓરડામાં સુમારે ડજન એક બાઇઓને ગોંધવામાં આવી હતી, તે ઓરડામાં હું દાખલ થઇ, જ્યાં તેઓ સઘળાં ધાસ્તીને લીધે રડવા, ટટરવા, સાથે દયા ઉપજે તેમ ભારે વિલાપ અને શોક કરતાં હતાં. તે આગબોટ નીચે બેસતી જતી હતી, અને બચવાને માટે કાંઇજ ઉપાય નહતો. મોતની વખતે આવી દીવાના જેવી ગભરાટની હાલત સાથે બીજી દુનિયાંમાં યાને આકાશીક તબક્કા ઉપર દાખલ થવું ઘણુંજ નુકશાનકારક હોય છે, તેથી તેઓને શાંત પાડવાને સબબે મેં ખાકી રૂપ લીધું, અને તેઓની આગળ હાજર થઇ. ગરીબ બીચારાંઓ તેઓ મને એક "ફરેસ્તો" સમજ્યાં. તે બધાંઓ મારી આગળ ઘુટણભડીએ પડયાં, અને આફતમાંથી બચાવવાને મને અરજ કરવા લાગ્યાં, અને તેમાં એક બાઇએ તો પોતાનાં હાથમાંનું નાનુ બાળક મારા હાથમાં મુકી દીધું. અને કહ્યું કે કાંઇજ નહીં તો આટલાં બચ્ચાંને બી તું બચાવ. જેમ જેમ હમે એક એક સાથે વાતો કરવા લાગ્યાં, તેમ તેમ તેઓ સર્વે શાંત અને ઠરેલા જીવના થતાં ગયાં, અને પેલું નાનું બાળક હસતું હસતું હાથમાં ઉંઘાઇ ગયું, અને એવી શાંત હાલતમાં તેઓ બધાં શાંતીથી ઉંઘાઇ ગયાં, અને તેઓનાં મનમાં મેં ખોદાએતાલા અને મીનોઇને લગતા ઉમદા ખ્યાલો ભર્યા, અને તેવી હાલતમાંજ તે આગબોટ નીચે પાણીમાં ડુબી ત્યાં સુધી તેઓ રહ્યાં. હું પણ તેઓની સાથેજ રહી,

કે તેઓ આખર સુધી ઉંઘમાંજ રહે, અને તેઓની ઉંઘ મોતમાં બદલાઇ ગઇ ત્યાં સુધી તેઓ બીલકુલ જાગ્યાં કે હીલ્યાં હાલ્યા પણ નહીં."

દેખઇતી રીતેજ આ બનાવમાં પણ જેઓને મદદ કરવામાં આવી હતી તેઓ શાંતી અને સમજથી મરવાને ભાગ્યવાન થયાં હતાં, એટલુંજ નહી પણ મરતી વખતની તેવી સમાધાન હાલતને સબબે મોતની પેલી બાજુ બીજાં ભુવન ઉપર તેઓ સઘળાં જ્ઞાન સાથે પોતાનાં મદદ કરનાર 'ફરેસ્તા' નાં સંબંધમાં આવવાને યોગ્ય બન્યાં હતાં, કે જે 'ફરેસ્તો' નવી દુનિયાને લગતી સઘળી કેફીઅતથી વાકેફ છે, તે તેઓને તેમની નવી જીંદગીમાં ફાયદા ભરેલી રીતે જીંદગી ગુજારવાને શું જરૂરનું હતું તે શીખાડવાને પણ યોગ્ય હતો.

આ બાબદ હવે આપણુને એક મોટી અને અગત્યની બાબદ—કે ગેબી મદદ કરનારાઓ મુએલાંઓને કેવી રીતે મદદ કરે છે—તેના ખુલાસો કરવાને લઇ જાય છે.

## પ્રકરણ ૧૨ મું.

## ગુજર પામેલાંઓને મલતી મદદ—ગુજર પાંમેલાં માણસોની હાલત.

પશ્ચિમ તરફનાં મુલકોમા મરણ પાંમેલાંઓની હાલત વિષે કમનશીબે જે કાંઇ ભુલ ભરેલી સમજ વ્યાપી રહેલી છે, તેનાં તરેહવાર માઠાં પરિણામોમાં એક તો એ છે કે, જેઓ તરતનાં મરી ગયલાં હોય છે તેઓ તે નવી જગ્યા અથવા ભુવન ઉપર આવતાં ઘણાજ ઘભરાટ અને ગુચવાડામાં પડે છે. કારણ કે તે નવી હાલત તેમનાં ધર્મ તરફથી જે કાંઇ શીખાડવામાં આવે છે તેના કરતાં તદ્દન કાંઇ જુદીજ જાતની તેમને માલમ પડે છે. આવાં લોકોનાં મોટા ભાગનાં મનની હાલત મરણ પછી કેવી રીતની હોય છે તેનો કાંઇક ખ્યાલ, એક ઇંગ્રેજી લશકરી અમલદાર જે ત્રણ દીવસ થવા ગુજરી ગયો હતો, અને જે આ ગેબી મદદ કરનારાંઓ મધેનાં એકને ઓળખતો હતો, અને આ ખાકી દુનિયાંમાં તેને પીછાણતો હતો, તેની સાથે આકાશી ભુવન ઉપર મુલાકાત થવાથી, તેનાં પોતાનાં શબ્દમાં તે હાલત વિષે જણાવ્યું હતું તે ઉપરથી આવશે. પેહલાં તો તે સરદાર તે મદદ કરનારંને ભેટવાથી ઘણો ખુશી થયો, અને બોલ્યો કે, "આખરે જેની

સાથે હું વાતચીત કરી શકું એવાં પીછાણવાળા શખસ સાથે મેળાપ થતાં મને ઘણો આરામ થયો છે." ત્યાર પછી તે બોલ્યો: "પણ હું જો મરી ગયો હોઉં તો અતરે હું કયાં છું? કારણ કે જો આ હાલત બેહસ્ત હોય તો તેમાં હું કાંઇ દમ જેવું જોતો નથી; અને જો એ હાલત દોઝખ હોય તો હું જે કાંઇ એને માટે ધારતો હતો તેનાં કરતાં તો ઠીક છે!"

કમનશીબે આવાં લોકોનો મોટો ભાગ એ બાબદ ફીલસુફીની રાહે જરા પણ સમજતાં નથી. તેઓનાં મનમાં ખોટી રીતે એવું ઠસાવવામાં આવેલું હોય છે કે ખોદાએતાઆલાનાં થોડાંક પ્યારાં જેઓની ચાલચલણ સાધારણ માણસોનાં કરતાં ઘણીજ ઉત્તમ હોય છે તેઓ સિવાય બધાંજ ગુજર્યા પછી એકદમ હમેશનાં બળતાં આતશનાં દોઝખમાં પડે છે; અને તેથી કરી જ્યારે તેવાં સાધારણ લોક પોતાની ચાલચલણની પોતે સેહજ તપાસ કરે છે ત્યારે તેઓને માલમ પડે છે કે તેઓ કાંઇ એટલાં બધાં સદંતર ચોખાં કે બશો તો નથીજ, તેથી તેઓ પોતાના મરણ પછી આવા ચાલુ ખોટા ગભરાટમાં રહે છે કે કઇ પલે અને કઇ ઘડીએ તેમને એકદમ સેતાનનાં હવાલામાં સોંપી દેવામાં આવશે, કે જેવું ખોટું શિક્ષણ તેઓને આ દુનિયાંની જીંદગી વેળા આપવામાં આવેલું હોય છે. ઘણા જણાઓ આવાં ખોટા શિક્ષણની અસરથી મોકલા થાય ત્યાં સુધી લાંબો વખત સુધી મનની આવી દુ:ખ ભરેલી હાલતમાં તાસવીસ ભોગવે છે; અને પછી લાંબે વખતે તેમની ખાતરી થાય છે કે દુનિયાંનો કારોબાર કાંઇ એકાદ આદમી અથવા પંથ કે ધર્મના ઉપાધ્યાએ જે કાંઇ એક-તરફી અને બેસમજ શિક્ષણ આપ્યું હતું તેમ ચાલતો નથી, પણ તે કુદરતનો પ્રગટીકરણને આધારે નીમેલો—ઘણોજ ચમત્કારીક, ફાયદા ભરેલો, અને ધીરજ ભર્યો—કાયદો છે તેને આધારેજ ચાલે છે, કે જે કાયદો તદ્દન અપક્ષપાત અને સાચો છે, અને જે કાયદો માણસને—જો તે માણસ પોતાની આખી જીંદગી દરમ્યાન આવેલા તબકકાઓમાં અપાતી જોગવાઇ-ઓનો લાભ લઇ શકે—તો ભલુ બની મીનોઇ ચીજ ઉપર ખ્યાલ રાખી આગળ વધવાને ફરી ફરીથી જોગવાઇ આપે છે.

આં ખરેખરૂં કહેવું જોઇએ કે મરણની હાલત વિષેનો જે કાંઇ ભુલ ભર્યો વિચાર આવી ભય ભરેલી રીતે પંથરાયલો છે, તે ઘણો ખરો ખ્રીસ્તી ધર્મના પ્રોટેસ્ટંટ પંથવાળાઓમાં છે. રોમન કેથલીક પંથવાળાઓનું "પરગે-ટરી" ને નામે જણાયલાં દોઝખને લગતું જે કાંઇ શિક્ષણ છે તે પરગેટરી

આકાશી ભુવન યાને કામીક ભુવનની હાલતને ઘણું ખરૂ મલતુ આવે છે, અને આ પંથમાં જેઓ ઘણાં ધર્મીતુ છે તેઓ તો એમ માને છેજ કે મરણ પછી થોડોક વખતજ તેમને એક જાતનાં દોઝખ જેવી હાલતમાં રહેવું પડશે, કે જ્યાં પણ, જો તેઓ મીનોઇ બાબદ ઉપર ઘણીજ આસ્થા રાખતા હશે, અને પોતાનાં દુર્ગુણો દફે થઇ જવાની કાળજી રાખતા હુશે, તો થોડા વખતમાં તેઓ તે લગાર દુઃખભરી હાલત, જે આગળ બેહસ્તી હાલતમાં જવા માટે જરૂરની છે, તેમાંથી મોકળા થઇ આગળ આવતાં વધારે ચઢતાં યાને મીનોઇ અથવા બેહસ્તી મુલકોમાં જલદી આવી પોંહચવાને શક્તિવાન થશે.

આ ઉપરથી જોવામાં આવશે કે તુરતનાં ગુજરી ગયલાંઓ મધે ગેબી મદદ કરનારાઓને કેટલુ બધું કાંમ કરવાનું હોય છે. તે મદદ કરનાંરાંઓને ગુજર પામેલાંઓને ખરો સધીઆરો આપી શાંત પાંડવાનું અને તેમને સગવડ આપી, તેમને બીજું તે હાલતમાં ઉપ્યોગી થઇ પડે એવું જ્ઞાન આપવાને લગતી મદદ કરવાનું કામ હોય છે. જેમ માણુસો ખાકી દુનિયાંમાં કરે છે, તેમ આકાશી તબકકા ઉપર પણ ગુજરેલાંઓમાંથી ઘણાઓ તેમને આપવામાં આવતું મીનોઇ શિક્ષણ કે સલાહ લેવાને નાં પાડે છે, અને તેની દરકાર કરતાં નથી, તોપણ તે આકાશી જેહાનની તદન નવાઇ જેવી અને ફેરવાઇ ગયલી હાલતને સબબે ઘણાઓ તેવી સલાહ અને શિક્ષણ, જેઓ તે જગ્યાની હાલતથી વાકેફગાર અને જ્ઞાની હોય છે તેઓ પાસેથી લેવાને મના કરે છે; અને આ મેહનતુ ગેબી મદદ કરમાંરાઓની મેહનતની બરકતથી ગુજર પામેલાંઓમાંથી ઘણાઓ તે આકાશી ભુવનનો વચલો તબકકો જલદીથી પસાર કરવાને શકિતવાન થાય છે.

દરેક અભ્યાસીએ આટલું સારી પેઠે ધ્યાનમાં રાખવું જોઇએ કે ખાકી શરીર છોડયા પછી ગુજર પાંમેલાંઓને આ આકાશી ભુવન યાને 'કાંમ લોક' ઉપર રેહવાનો લાંબો કે ટુકો વખત બે બાબદો ઉપર આધાર રાખે છે—તે એ કે તેની છોડી આવેલી ખાકી જીંદગીની ખાસીઅત, અને મરણ પછીની તેનાં મનની હાલત. દુનિયાંમાં જીંદગી ભોગવતી વેળાએ આકાશી કાલબુત [astral body] યાને 'કામીક શરીર' તેની ખાકી ખાહેશો, ઇચ્છાઓ, વાસ્નાઓ, ગુસ્સાઓ, વગેરેથી પુખ્ત થાય છે, તેમજ તે શરીર ઉપર મેલા વિચાર અને કામોથી, તેમજ અપવિત્ર ખોરાક અને પીણાથી પણ માંઠી અસર થાય છે. ચોખ્ખા અને ભલા વિચારો તેમજ

ચોખો યાને સાદો ખોરાક અને ભલાં કાંમો તે કામીક કાલબુતને નબળું રાખે છે, જેથી આકાશી જેહાંન યાને કામ લોક ઉપર પવિત્રાઇથી રેહનાર આદમીને કાંઇ વધુ અડચણ પડતી નથી, અને તે કાલબુત જલદી પીગલી જવાને લીધે તેનો રસ્તો આગળ વધવા માટે લગાર મોકળો રહે છે.

જો મુર્ખાઇથી અને હુઝતથી એક માણુસ તેવી ગંદી હાલતમાંજ દુનિયાઇ જીંદગી ગુજારવાને વળગી રહે તો તેથી તેનું આકાશી કાલબુત ઘણુ પોખાય છે, અને તેથી ખાકી શરીરનાં મરણબાદ તેવાં પોખાએલાં આકાશીક ખોખાંને લગતાં ભુવનો યાને તબકકાઓ ઉપર વીખરાઇ જવાને ઘણો લાંબો વાર લાગે છે, જેથી તેમાં ગુતાએલાં રવાનને તેટલો વખત તે હલકાજ તબકકા ઉપર ઘોંઘાઇ રહેવું પડે છે. પણ જો આ દુનિયાંની ચાલુ ખાકી જીંદગી દરમ્યાન એક આદમી અક્કલ વાપરી સારા યાને ચોખા અને નિર્દોષ ખોરાક સાથે ભલી જીંદગી ગુજારે તો તેનું આકાશીક કાલબુત ઘણાંજ સ્વચ્છ તત્વોનું બને છે, અને તેને મરણ બાદ આકાશી જેહાંન ઉપર જલદીથી વીખરાઇ જઇ અંદર વસ્તાં રવાનને વધારે મોકળુ કરવાને વીલંબ લાગતો નથી.

ઉપર કહેલી બીનાં તો ઘણી ખરી ઘણા માણુસોની સમજમાં ઉતરે, પણ એક બીજી બાબદ, જે મરણ પછીની મનની હાલત છે, તેને ઘણી ખરી વીસારી દેવામાં આવે છે. મરનારને માટે ફાયદા ભરેલું તો એ છે કે પોતાનાં પ્રગટીકરણનાં આ ચોકસ નાના આરકાંમાં (યાને આકાશી ભુવન ઉપર) તે છે તે બરોબર સમજવું. તેણે સારી પેઠે જાણવું જોઇએ કે આ તબકકા પછી તે આસ્તે આસ્તે વધારે ને વધારે મીનોઇ હાલતમાં એટલે ખાસ તેનાં જીવાત્મા (ego) નાં અરકનાં બીંદુમાં ખેંચાતો જાય છે, તેથી કરીને તેવા શખસે ખાકી દુનિયાંને લગતા સઘળા વિચારો છોડતા જવું જોઇએ, અને પોતાનાં વિચારોને મીનોઇ વિચાર, કે જે તેનાં હવે પછીના પુઠે આવતા બેહસ્તી મુલકને લગતાજ હોય છે, તે ઉપર ચોંટાડી રાખવા જોઇએ. આ પ્રમાણેની પોતાની મનોવૃત્તી રાખ્યાથી મરનાંર પોતાનાં આકાશી-કાલબુતને જલદી વીખરાઇ જવાને સવળતા કરી આપશે, અને તેથી કરીને કામીક ભુવન ઉપર તે દુનિયાઇ માયાથી લાંબો વખત ચોંટી નહીં બેસ્તાં જલદીથી મોકળો થઇ જશે.

પણ ગુજર પામેલાઓમાંનાં ઘણાઓની આ દુનિયાંને લગતી કાંઇ ને કાંઇ ઉમેદો અને ઇચ્છાઓ ભોગવવાની બાકી રહી જવાને લીધે તેઓનો

છુટકારો કામીક ભુવન ઉપરથી જલદીથી થતો નથી. તેવાં આદમીઓ તો ચઢતા ખ્યાલ અને મીનોઇ વિચારો ઉપર બીલકુલ લક્ષ આપતાં નથી, અને ખાકી ભુવનને લગતા વમલમાંજ વળગી રહે છે, તેથી તેવાં રવાનોને સુધારી આગળ વધારવા માટે ગેબી મદદ કરનારાંઓને ભારી મેહનત પડે છે. જીવતાં જીવત જે આદમીઓનું ધ્યાન સદંતર ખાકી દુનિયાંઇ બાબદ પરજ લાગી રહેલું હોય છે, તેઓનું ધ્યાન મરણ બાદ પણ તેવી દુનિયાંને લગતા સંસાર કારોબાર અને ખાકી બાબદમાંજ હમેશાં ગુંતાયલું અને ગુતાયલું રહે છે. પણ કુદરતી રીતેજ જેમ જેમ વખત વેહતો જાય છે તેમ તેમ તેવાં આદમીઓનું મન પણ દુનિયાંઇ ચીજો ઉપરથી ખસતુ જાય છે. આવી કુદરતી રચના, જે તેમને દુનિયાંઇ ચીજોના ખ્યાલોથી અલગ અને મોકળા કરી વધારે ચઢતી મીનોઇ હાલતમાં લઇ જાય છે, તેવી સુખવાસી હાલત અને રચનાથી ખુશી થવાનાં કરતાં ઓર તેવાં જડ વૃત્તિના આદમીઓ ખાકી વસ્તુઓનાં વમાસણમાંજ ચોંટી બેસવાને ઉલટી જેહમત ખેંચે છે.

પણં કુદરતી પ્રગટીકરણનાં કાએદાનાં જોર આગળ તેઓનું કાંઇ ચાલતુ નથી, અને આખરે તેઓને પણ તે વધારે ચઢતી મીનોઇ હાલતમાં વખતના વેહવા સાથે લઇ જઇ નાંખે છે. છતાં તેવાં ખાકી વળણનાં આદમીઓ ફોકટમાં તે કુદરતી કાએદાની વિરૂધ્ધની વળણ રાખી, પોતે નાહેક વધારે દુ:ખ અને દલગીરીની રંજ ખેંચે છે, અને આ હલકાં ભુવન ઉપર પોતાનો વખત ખાલી ગુમાવી, પોતાનાં મીનોઇ મુકાંમમાં આગળ વધવાનાં કામમાં ઢીલ કરે છે. ગેબી મદદ કરનારાંઓનું ગુજર પામેલાંઓને મદદ કરવાનું જે કામ હોય છે તેનો મુખ્ય ભાગ તો એજ છે કે તેઓને તેઓનાં આવાં મુર્ખાઇ ભરેલાં વમાસણથી મોકળાં કરવાં, કે જે વમાસણથી કુદરતનાં કાયદાને ખલલ થાય છે, અને તેઓને મીનોઇ ખ્યાલમાં રહેવાને મદદ કરનારાંઓ સુચવે છે કે જેથી તેઓનો તે તબકકા ઉપરથી છુટકારો થઇ જલદીથી બેહસ્ત જેવી સુખવાસી અને આનંદી હાલતમાં સેતાબીથી જવું થાય.

કોઇ વાર એમ બને છે કે ગુજરેલાં માણસમાનાં એકાદનો જીવ કોઇ ચોકસ ખાકી આરજુથી આ દુનિયાંને વળગી રહેલો હોય છે. તેવી આરજુ યાને ખાહેશમાં—યાતો કાંઇ ફરજ બજાવવાની રહી ગયલી હોય, કે જેમાં

લાચાર બેરાં છોકરાંઓના નીભાવ માટેની કાળજી મજબુત હોય, તેવા મામલા વખતે બાજે વખત ગેબી મદદ કરનારને તે મરનારનાં રવાનને બીનાઇ બાબદ ઉપર લક્ષ આપતો બનાવે તે અગાઉ તે મરનારની ખાહેશને અનુસરતી ખાકી દુનિયામા ગોઠવણ કરવાનાં કામમાં તે મરનારનો આડત્યો બની તેનું કામ બજાવવું પડે છે. હમારામાં આ બાબદને લગતો એક તાજોજ દાખલો બન્યો છે તેનું વર્ણન કીધાથી વધારે ખોલાશો થશે.

હમારાં ગેબી મદદ કરનારાંઓ મધેથી એક જણ પશ્ચિમ તરફનાં મુલકમાં તુરતનાં મરણ પામેલાં એક ગરીબ આદમીને મદદ કરવાને કોશેશ કરતો હતો. પણ તે મરનારનું લક્ષ દુનિયાઇ બાબદથી છુટું પડવાને તદન મુશકેલ જણાયું, કારણ કે તે મરનારનાં બે નીરાધાર બચ્ચાં આ દુનિયાંમાં રહ્યાં હતાં અને જેમનાં નીભાવ માટે પણ કાંઇજ બચેલું ન હોવાથી તે બચ્ચાંઓનાં નિર્વાહ માટે તેને ઘણીજ કાળજી લાગેલી હતી. તે આદમી જાતનો કામદાર હતો, અને બચ્ચાં માટે કાંઇ પણ પૈસા બચાવી રાખવાને અશકત હતો. તેની બાયડી બે વર્ષ આગમચ મરી ગઇ હતી; અને તેની ઘરવાળી ઘણીજ દયાળુ અને સારા ખવાસની હતી, છતાં તે પોતે પણ ગરીબ હાલતમાં હોવાથી તેનાંથી પણ તે બચ્ચાંઓને પાલવાનું કામ મુશકેલ હતું. તેથી આખરે તે ઘરવાળી બાઇનો વિચાર તે બેઉ છોકરાંઓને સરકારને હવાલે સોંપવાનો હતો. આ બનાવથી તે મરનાર બાપનો જીવ ઘણોજ નારાજ હતો, અને ઘરવાળી પોતે ગરીબ હોવાથી તેણીને ઠપકો દેતો ન હતો, તેમજ એ બાબદથી શું ઉપાય સુચવવો તે પણ તે મરનારને સુજતો ન હતો. એવી રીતનાં વંમાસણમાં તે પીડાતો હતો.

ગેબી મદદ કરનારે તે મરનારને પુછ્યું કે ખાકી દુનિયાંમાં તેનો કોઇ પૈસાદાર સગો જીવતો છે. મરનારે કહ્યું કે 'હું જાણું છું ત્યાં સુધી તો કોઇ તેવું નથી.' પણ તેણે (મરનારે) કહ્યું કે તેનો એક ભાઇ હતો, તે સારૂ માણસ હતો, અને તે જો હતે તો આ વખતે જરૂર મદદ કરી શકતે. "પણ આજ પંદર વર્ષ થયાં મેં તેને જોયો નથી, કે તેને માટે કાંઇ સાંભળ્યું પણ નથી, તેથી હું જાણતો નથી કે તે જીવતો છે કે મરી ગયો. છેલ્લું જે કાંઇ તેને વિષે મેં સાંભળ્યું હતું તે એજ હતું કે ઉત્તર તરફ કોઇ સુથારને ત્યાં તે શીખાઉ તરીકે રહેલો હતો, અને તે ઘણો ઉમંગી અને ચબરાક જણાયો હતો, તેથી જો તે આજે જીવતો હોય તો જરૂર પાંચ પૈસે સુખી હોવો જોઇએ."

આટલી બાતમી કાંઇ જીવ જેવી ન હતી, તોપણ તે નીરાધાર બચ્ચાંઓને મદદ કરવાનુ કાંઇજ સાધન ન હોવાથી ગેબી મદદ કરનારે મરનારના ભાઇને કેથેથીબી હુંડી કાઢવાનો ઠરાવ કીધો. ત્યાર બાદ તે મદદ કરનારે તે મરનારને પોતાની સાથે લીધો, અને જે ગામનો લગાર પતો હતો ત્યાં તે ભાઇ વિષે શોધ ચલાવી, અને આખરે તેજ ભાઇને તેઓ ત્યાંથી શોધી કાઢવાને ફત્તેહ પાંમ્યા. તે ભાઇ અત્રે એક સુથારના કારખાનાનો 'માસ્તર' હતો અને સારી હાલતમાં હતો; તે પરણ્યો હતો, પણ તેને છોકરાં થયલાં ન હતાં, અને તે છોકરાંને માટે ઘણી હોંશ રાખતો હતો, અને તેથી કરીને આવી તેની હાલત જરૂરનાં કામને માટે ઘણીજ ઉપ્યોગી જણાઇ.

હવે સવાલ એ હતો કે, એ જીવતા ભાઇને પેલાં છોકરાંઓની વાતથી વાકેફ કેમ કરવો. સારાં નશીએ તે એવી પ્રકૃતીવાળો હતો કે જેથી સ્વપ્નાની મારફતે તેને તેનાં ભાઇના મરણ બાબે તેમજ તેની પાછળ રહી ગયલાં નીરાધાર બે છોકરાંઓ વિષે ખબર આપવાને બંધબેસ્તુ જણાયું. તે પ્રમાણે, ત્રણ મરતબે તેનાં મન ઉપર એ હકીકત વિષે ઠસાવવામાં આવ્યું, અને તેબી એવી સફાઇથી કે તેને સ્વપ્ન મારફતે તે મરનાર ભાઇનાં ગામ, તેમજ તેનું રહેવાનું ઠેકાણું અને તે ઘરવાળી બાઇ જેનાં કબજામાં તે છોકરાંઓ હતા, તે સઘળા બાબદથી તેને વાકેફ કીધો. તે જીવતા ભાઇને આ પ્રમાણે ઉપરા સાપરી સ્વપ્નો આવ્યાથી તેણે સહવારે પોતાની ધણીઆણી સાથે તે વિષે ગંભીરાઇથી તુકરાર ચલાવી, અને તેની બાયડીએ તેને તે જગા ઉપર એક કાગળ લખી હકીકત જાણવાને સમજાવ્યો, પણ અમસ્થુ કાગળ લખીને બેસી રેહવાની તે જીવતા ભાઇની ખુશી ન હતી. તેનો એવો વિચાર હતો કે તે સ્વપ્નામાં જણાયલાં ગામમાં જાતે જવું, અને જે ઘરની તેને ઇધાણી મલી હતી તેજ ઘરમાં કાંઇ બહાને જવું, અને જોવું કે આ બાબદનો શું સાર છે. તે ભાઇ પોતે મેહનતુ માણસ હોવાથી એક દહાડાનો ખાડો પાડી કામ ઉપરથી જવાનુ તેનું મન થયું નહીં. તેને પાછો એમ વેહેમ આવ્યો કે, આખર કરે ને એમ અમસ્થા ખાલી સ્વપ્નાથી આટલી બધી નકાંમી મેહનત લેવી તે કાંઇ ઠીક નહીં.

ઉપલી હીકમત કારગત નહીં લાગવાથી, એક બીજો ઉપાય લેવાની તે ગેબી મદદ કરનારને ફરજ પડી. મદદ કરનારાંઓ મધેથી એક તેનાં (સુંથાર)નાં મરણ, તેમજ તેનાં નીરાધાર બે છોકરા, અને તે ઘરવાળી

બાઇનું ઠેકાણું વગેરેની હકીકત જેમ તે જીવતા ભાઇએ સ્વપ્નમાં જોઇ હતી, તેને આબેહુબ મલતી એક કાગળ ઉપર લખી, તે જીવતા ભાઇ ઉપર પોસ્ટ મારફતે તે કાગળ મોકલી આપ્યું. ઉપલી હકીકતવાળું કાગળ મલવાથી હવે તે જીવતા ભાઇએ વધુવાર ઢીલ કીધી નહીં, અને બીજેજ દીવસે તે જણાવેલાં ગામમાં આવ્યો, અને તે ઘરવાળીએ તેને ઘણો આવકાર આપ્યો. તે ઘરવાળી પોતે સારા ખવાસની અને દયાળુ હોવાથી તે છોકરાંઓને કોઇ મદદ મલી આવે એવી આશાથી થોડા દીવસ પોતાની પાસે વધુ રાખવાની અસર કરવાનું ગેબી મદદ કરનારાંઓને સહેલું હતું, અને તેમ થયાથી ઘરવાળી પોતે પણ ઘણી ખુશી થઇ કે જરા ધીરજ રાખ્યાથી છોકરાંઓ સરકારને સ્વાધીન નહીં જતાં સારે ઠેકાણે સુખમાં ગોઠવાય. તે સુંથાર ભાઇ તે બંને છોકરાંઓને પોતાને ઘર લઇ ગયો, અને તેમણે ઘણી સંભાળથી પાળ્યાં, અને તે બનાવ જોઇ તે છોકરાનાં મરનાર બાપની કાળજી નીકળી ગઇ, અને ત્યાર બાદ ચઢતા મીનોઇ વિચાર ઉપર તે ખુશીથી મંડયો.

જ્યારે કેટલાક થિયોસોફીકલ લખનારાઓએ "સ્પીરીચ્યુએલીસ્તીક-સીઆંસ" યાને મરનારના જીવોને હલકા પ્રયોગથી જગાડી અખસેરા કરનારાઓને તેમના તે જોખમ ભર્યાં કામને માટે ઠપકો આપવાને ઘટતું વિચાર્યું છે, ત્યારે ઇન્સાફને ખાતર એટલું પણ અહીંઆ કહેવું જોઇએ કે ઉપલા પ્રયોગોથી એકાદ 'ધુણનારા' (medium) કે તે મંડળમાં સામેલ થનારા આસામીની મારફતે બીજે વખતે કોઇ મરનારની ઉપલી જણાવેલી બીનાં પ્રમાણે કોઇ ખાહેશ તૃપ્ત કરવાને ઠીક કાંમે લાગી છે; જેથી ખચીત તેવું રવાન એકાદ દુનિયાઇ આસ્થાથી મોકળું થઇ મીનોઇ માર્ગમાં જલદીથી આગળ વધે. તેથી જો કે વારે ઘડીએ "સ્પીરીચ્યુએલીસ્તીક" પ્રયોગોથી ઘણા એક મરનાર જીવોને દુનિયાઇ જાલમાં વળગેલા રાખી તેઓનાં આગળ વધતા માર્ગમાં જતાં અડચણ થઇ છે, ત્યારે ઇનસાફને ખાતર એટલું પણ કહેવું જોઇએ કે તેથી કેટલાક જીવોની દીલની એકાદ ખાહેશ પુરી પડવાથી તેઓ મોકલા થઇ આગળ જતાં ચઢતાં ભુવનો ઉપરનો રસ્તો જલદીથી પકડયો છે. એવા પણ કાંઇ દાખલાઓ બન્યા છે કે જેમાં ગુજર પાંમેલાંઓએ કાંઇ પણ "ધુણનારા" વગેરેનાં સાધન વગર પોતાનાં દોસ્ત કે સગાંઓ આગળ દેખાવ દીધા છે, અને પોતાની ખાહેશોથી તેમને જાણીતાં કીધાં છે; પણ એવા બનાવો કુદરતી રીતે ઘણાજ થોડા હોય છે; અને ઘણાઓ તો ઉપર કહી તેવી કાંઇને કાંઇ ખાહેશોથી દુનિયાંને વળગી રહેલા હોય છે, અને તેઓનાં છુટકારા માટે તો એકાદ જ્ઞાની ગેબી મદદ કરનારની મદદનીજ જરૂર પડે છે.

બીજી એક બાબદ જે આકાશીક ભુવન ઉપર વારે ઘડીએ જોવામાં આવે છે તે એ છે કે તે ભુવન ઉપરનું કોઇ કોઇ આદમી પોતે ખાકી દુનિયા છોડી આવ્યું છે, યાને તે મરણ પાંમ્યું છે, અને હવે તે બીજા તબક્કા ઉપર પોતાની હસ્તી ભોગવે છે, એમ કદી માનતુંજ નથી કે સમજતું પણ નથી. તે પોતે એમજ સમજે છે કે જેમ હું દુનિયામાં જીવતો હતો, તેમ જીવતો, અને તેજ દુનિયાંમાં છું. મુએલાંઓમાંથી ઘણાઓ એવું પોતાની ખાતરીથી ખરેખર માને છે કે તેઓ પોતે મોતના દરવાજામાંથી મુંદલ આવ્યાજ નથી, યાને તેઓ મરી ગયાંજ નથી. માણસનાં ભાનની હાલત જ્યારે આ પ્રમાણે હોય છે ત્યારે રવાનની અમર્ગીનો સવાલ તો તેઓનાં બાબમાં એક હસવા સરખો થઇ પડે છે. પણ જેઓ રવાનની અમર્ગી ખાલી મોંઢે માંને છે, તેઓ પણ પોતાનાં અજ્ઞાન પણાને લીધે મોતનાં બારકાંમાંથી આવ્યા છતાં તેઓ પોતે સ્વપનાંઇ ખ્યાલમાં મચેલા રહે છે, અને તેઓને ઠેકાણે લાવવાનું યાને ખરી હકીકતથી વાકેફ કરવાનું કામ જેટલું બીકટ પડે છે, તેટલું બીકટ બાજે વખતે બીજા આદમીને સમજાવામાં લાગતું નથી, કે જે રવાનની અમર્ગી વગેરે દુનિયાંનાં ખાકી પરદા ઉપર નહીં માનતો હતો, તેવાને તેની સમજ પ્રમાણે દીલથી ખાતરી થવાથી તે તેની અમર્ગીની હસ્તી માંને છે, અને પોતે કયાં, અને કેમ છે તે બાબે ખબરદારીથી વાકેફ થાય છે.

આ બાબદને અનુસરતો એક દાખલો હમણાજ બનેલો અનુંભવમાં આવ્યો છે. એક 'સાયન્ટીસ્ટ' યાને પદાર્થ વિજ્ઞાની પુરૂષ તુરતનો મરણ પાંમેલો હતો. જે કામીક ભુવન ઉપર તે સજાગરૂ થયો તે ઉપરની હાલતને તે ખાકી દુનિયા ઉપર પોતે જીવતો હોય એમજ સમજતો હતો; પણ લાંબા અને અણગમા યાને નાપસંદ સ્વપનાનો ભોગ થઇ પડયો હોય એમ માનતો હતો. સારાં ભાગ્યેગે તે 'સાયન્ટીસ્ટ'માં એક પુરાણા દોસ્તનો નાંનો છોકરો જે ગેબી મદદ કરનારાંઓ મધેનો એક છે તે ત્યાં હતો. તે છોકરાને તેનાં બાપે ઉપર દરશાવેલો 'સાયન્ટીસ્ટ' જે મરી ગયેલો હતો, તેમ આકાશી ભુવન ઉપર શોધી કાઢી તેને કાંઇ મદદ કરવાને ફરમાંવ્યુ હતું. કેટલીક મહેનતથી પેલા જુવાન મદદ કરનાર છોકરાએ તે 'સાયન્ટીસ્ટ' ને શોધી કાઢયો અને તેને સલાંમ કરી તેની આગળ હાજર થયો, તોપણ પેલો જડવાદી જે રવાનની અમર્ગી વગેરે માનતો ન હતો, તે પોતે હજુર જો કે સાવધ અને હોશવાલો હોવા છતાં મરી ગયો છે એમ માનતો ન હતો, અને એ

સઘળું તે એક સ્વપ્નો જુએ છે એમ જાહેર કરતો હતો, તે ક્યાં સુધી કે પેલા જુવાન મદદ કરનારને પણ તે કહેવા લાગ્યો કે 'તું પણ મારા સ્વપ્નાંમાં રચાએલો એક અમસ્થો ખાલી ખોખાંનો આકારજ કાં નહીં હોય!'

આખરે પેલા મરનાર વિદ્વાને મદદ કરનાર છોકરાને કહ્યું કે 'જો તું કહે છે તેમ તું જો એક જીવતો આદમી છે અને મારા દોસ્તનો છોકરોજ છે તો તે દોસ્ત સાથે જે કાંઇ મને આગળ વાતચીત થઇ હોવ, અને જે વિષે તુંને ખબર નહીં હોય, તેવી કાંઇ ઇધાણી આપી ખાતરી કરે તો માનું કે હું મરી ગયો છું, અને તું જીવતો પુરૂષ છે, અને તું મરનારાઓ સાથે સંબધમાં આવી શકેછે,' વગેરે જો કે આવી રીતનાં ખાકી ભુવન ઉપરથી પત્તો મેળવી મરનારાઓની ખાતરી કરવાનાં પ્રયોગો કરવાને મહા પુરૂષોની તેમનાં શાગેર્દો—ગેબી મદદ કરનારાઓને—મનાઇ હોય છે, તોપણ આવો મામલો ક્વચીતજ બનતો હોવાથી આ બાબદમાં મહા પુરૂષોની અડચણ નથી, એવી ખાતરી કરી લેવા પછીજ, પેલા છોકરાએ પોતાનાં બાપને મરનારની ખાહેશ પ્રમાણે જણાવાને અરજ કીધી, અને બાપે, કેટલીક બાબદો જે તે પદાર્થ જ્ઞાની સાથે તે છોકરાનાં જન્મની આગળ થઇ હતી, તે વાતો અને કેફીઅતો તે પદાર્થ જ્ઞાનીને જણાવી તેની ખાતરી કરવાને કહ્યું. આ બાબદ પેલા મદદ કરનાર છોકરાની મારફતે જાણવાથી પેલા પદાર્થ જ્ઞાનીની ખાતરી થઇ, કે તે નાંનો છોકરો કાંઇ સ્વપનાંનો આકાર નથી, પણ ખરો માણુસ છે, અને પોતે અને છોકરો કયાં ભુવન ઉપર છે, અને કેવી રીતે ત્યાં કામ કરેછે તેની પણ સમજ મેલવી. જ્યારે આ પ્રમાણે તેની ખાતરી થઇ ત્યારે તેણે પોતે આગળ બાંધેલાં ખોટાં મતોનું ખડણ કીધું અને નવા મુલકમાં જ્યાં તે હાજર હતો, તેને લગતું વધુ જ્ઞાન મેળવવાને તે જીજ્ઞાસુ થયો.

ખચીત જે પુરાવાથી તેની ખાતરી થઇ તે કાંઇ પુરેપુરી સાબેતી કહેવાય નહીં, કારણ કે જે વાત તેનાં જુનાં દોસ્ત પાસેથી મેળવી તેને કહેવામાં આવી તે સઘળી વાત અને કેફીઅતે તો કોઇબી આકાશી ભુવના ઉપર કાંમ કરનાર પોતાંની ખીલેલી અંતર્દષ્ટથી તેનાં મનનાં વિચાર વાંચીને કે આકાશી ભુવન ઉપરનાં જાવેદાની લેખો વાંચીને તુરત કહી શકે. તોપણ તે સાયન્ટીસ્ટ દરેક અંદીઠ અને ગુપ્ત બાબદોથી અંજાણ્યો હોવાથી આટલા-જ દાખલાથી તેની ખાતરી થઇ અને તેની હાલતની હસ્તી તે સ્વીકારવા લાગ્યો; અને દરરાતે તે જુવાન મદદ કરનાર તેને જે થિઓસોફીને લગતું જ્ઞાન આપે છે તે જ્ઞાનથી તે "સાએન્ટીસ્ટ"ને તેની નજદીક આવતી

ચઢતા મીનોઇ હાલતવાલી જગ્યામાં ફાએદા કારક થઇ પડશે એટલુંજ નહીં, પણ તે શિક્ષણ જ્યારે તે પાછો દુનિયાંમાં અવતાર લેશે ત્યારે પણ ઘણુંજ ઉપ્યોગી થઇ પડશે.

તેટલા માટે નવાં મરણ પાંમેલાંઓમાં જે કાંઇ મુખ્ય કાંમ હમારા ગેબી મદદ કરનાંરાઓને અત્રે કરવું પડે છે, તે ગુજર પાંમેલાંઓનાં મનનું સમાધાન કરી તેઓને ધીરજ આપવાનું, અને લગાર સુખી હાલતમાં મુંકવાનું, તેમને બેસમજથી ઉપજેલી દેહશતમાંથી બને તો મોકલા કરવાનું, કે જે દેહેશતથી તેઓ અત્યંત સંતાપમાં રહે છે, એટલુંજ નહીં, પણ તેમનાં આગળ વધતા મીનોઇ તબકાઓમાં જવાને અટકાવ નાંખે છે, અને તેમને બને તેમ નવા આવનારા મીનોઇ—બેહસ્તી મુલકો વિષે જ્ઞાન આપવાને લગતું હોય છે.

બીજાઓ જેઓ આકાશી ભુવન ઉપર લાંબા વખતનાં હોય છે તેઓ પણ જો તેમને આપેલી શીખાંમણ અને સલાહ પ્રમાણે અમલ કરે તો તેઓ પણ ફાએદો મેલવે. દાખલા તરીકે તેઓને "ભુવા"ઓ મારફતે બનાવવામાં આવતા પ્રયોગો સાથે તેમજ તેવાં મંડળમાં સામેલ થયલા એકાદ મરણ પામેલા (જીવ) સાથે સંબંધ નહી રાખવાને તાકીદ કરવામાં આવે છે, અને તેમને ચઢતા અને સુખવાસી તબકા ઉપરજ લક્ષ લગાડવાને દોરવવામાં આવે છે. આ પ્રમાણે આકાશી ભુવન ઉપર આપેલું જ્ઞાન કદી ફોકટ જતું નથી, કારણ કે, જો કે એ જ્ઞાન લેવાની યાદ આવતા નવા જન્મ વખતે આવતી નથી તે છતાં, તે શિક્ષણથી અંદર વસ્તાં રવાનમાં એવી તો પકી અસર થાય છે કે બીજે જન્મે દુનિયાંમાં જ્યારે પણ તે એવાં ખોદાશનાસીને લગતાં શિક્ષણોના લખાંણોનાં સંબંધમાં આવે છે ત્યારે તેનો તે જલદીથી અંગીકાર કરે છે, અને તેને તે વધારે શીખવા અને જાહેર કરવા લાએકનાં તુરત માલમ પડી આવે છે.

## પ્રકરણ ૧૩ મું.

## ગેબી કામની બીજી શાખાઓ.

ગેબી મદદગારો મારફતે ગુજરેલાં માણસો માટે જે ઘણુંજ ઉપ્યોગી કામ કરવામાં આવે છે તે બાબદ જાણ્યા પછી હવે તેઓ મારફતે બીજાં ઉપ્યોગી કામો જે જીવતાંઓનાં સંબંધમાં બજાવવામાં આવે છે તે બાબદ ઉપર આવીએ. તે બાબદમાં જે કોઇ વધારે ઉપ્યોગી કામ છે તે માણસો અમુક બાબદ સ્વીકારવાને લાયક હોય તે માણુસોના મન ઉપર સારી અસર કરવાનું, અને ભલા અને પરમાર્થી વિચારો ઉપજાવવાને લગતું હોય છે.

હમેં આં જે કહેવા માંગીએ છીએ તે માટે કાંઇ પણ ગેર સમજુતી ઉઠવી નહીં જોઇએ. સાધારણ માંણુસનાં મનને જીતી લઇ તેની ભલી આહેશ પ્રમાણે તેની પાસે કાંમ કરાવવાનું—તે એવી રીતે કે તે કાંમ કરનાંરને સેહેજ પણ શક નહીં આવે કે તે કાંઇ બાહરનાં આંકોશથી કામ કરે છે, પણ પોતે પોતાનાં મન અને દીલથીજ કરે છે,—એવી રીતનું બીજાંનાં મન ઉપર અસર કરી કાંઇ પણ મન ઉપર ઠસાવવાનું કાંમ તો કોઇ પણ ગેબી મદદ કરનાંરને મનથી ઘણુંજ સહેલું હોય છે,—તે એટલું તો સહેલું હોય છે કે તેની સહેલાઇનો ખ્યાલ સાધારણ આદમી જેને એ બાબદનું જ્ઞાન નહીં હોય તે માંની પણ નહીં શકે. પણ તે કાંમ ગમે એવું સહેલું છતાં ગેબી મદદગારોથી થઇ શકતું નથી; તેઓને તે પ્રમાણે કરવાની સખ્ત મનાંઇ હોય છે, જે કાંઇ કરવામાં આવે છે તે એજ કે એકાદ ભલો વિચાર માણુસનાં મન ઉપર મુંકવામાં આવે છે. તે માણુસનાં મનમાં આવતા બીજા સંખ્યાબંધ વિચારોમાં એકાદ ભલો અને ઉમદા વિચાર પણ હોય છે, અને તેવા ભલા વિચારની સુચવણી પ્રમાણે અમલ કરવાંનું કે તેને પણ પડતો નાંખવાનું તે માણુસનાંજ સ્વાધીનમાં હોય છે. જો એમ નહીં હોય તો, દેખાઇતુંજ છે કે, દરેક સારાં કાંમનું સવાબ તે અંદીઠ રીતે સુચના કરનારનેજ લાગે, કારણ કે તેવી રીતે કામ કરનાર તો તે સુચના કરનારનું અમસ્થું એક હથીઆર તરીકેજ ગણાય, અને નહી કે પોતે ખુશીથી કાંમ કરનાંર. ત્યારે ઘટારત એજ છે કે માણુસે પોતાની દીલની ખુશીથી કાંમ કરવું જોઇએ, અને તેમ થાય ત્યારેજ તે બારોબર કહેવાય.

આ રીતની મદદ કરવામાં આવે છે તે તેની ખાસીઅતમાં જુદી જુદી તરેહની હોય છે. જેઓ કાંઇ દુઃખ કે શોકમાં ગરકાવ હોય છે તેઓને જે કાંઇ તેમનાંજ દીલથી સધીઆરો મલે છે તે એવીજ કાંઇ બાહરથી આવતી ગેબી મદદની બરકતથી હોય છે, તેજ પ્રમાણે સત્ય શોધકને જે એક બાબદમાંથી આગળ દોરવવામાં આવે છે તેમાં પણ ગેબી મદદનોજ હાથ હોય છે. જ્યારે કોઇ આદમી કોઇ મીનોઇને લગતા કે આત્મજ્ઞાન યાને ખોદાશનાસીને લગતા ઉંડા સવાલનું નીવારણ કરવાને વિચારમાં ગુતાય છે, ત્યારે તે સવાલનો ખુલાશેવાર અને તેના દીલથી સમજ પડે એવો ફડચો તેનાં મનમાં ઉતારવામાં આવે છે, અને તે વિચાર કરનારને કદી પણ એમ માલમ પડતું નથી કે એ ગેબી મદદ તેને બાહરથી આપવામાં આવી હતી.

બંદગી કરનારની ખાહેશ તૃપ્ત કરવાના કામમાં ઘણુ વખતે ઘડીએ એવા ગુપ્ત સાગેર્દને રોકવામાં આવે છે; કારણ કે, જો કે એ વાત ખરી છે કે મીનોઇ બાબદ માટેની આતુર ખાહેશ પોતેજ એક જાતની પ્રબળ શક્તિ છે કે જે વમાસણ પ્રમાણે પોતાની મેળેજ પરિણામ નીપજાવે છે, તે છતાં એ પણ ખરી વાત છે કે જ્યારે આ પ્રમાણે મીનોઇ બાબદને માટે આતુરતાથી ખાહેશ કરવામાં આવે છે ત્યારે તે પ્રવાહનો ઉપ્યોગ કરવાને **ભલી શક્તિઓને** તક મળે છે, અને તેમનો તેઓ જલદીથી ઉપ્યોગ કરે છે; અને કોઇ વેળા તેવી **ભલી શક્તિઓને** એકાદ આતુર અને કામ કરવાને ખુશી એવા ગેબી મદદ કરનારને તેઓની શક્તિ વાપરવાનું હથીઆર બનાવવામાં આવે છે કે જેવાં ઉમદા કામમાં ઉપ્યોગી થવાનું થોડાજ ગેબી કામ કરનારાઓનાં ભાયગમાં હોય છે. ઉપર બંદગીની બાબદમાં કહ્યું તેમજ ધ્યાન જે ઉંચી જાતની બંદગી છે તેની બાબદમાં પણ ધારેલું પરિણામ તે કામને લાયક એવા બળવાન અંશોથી નીપજાવી શકાય છે.

આવી રીતની મદદ કરવાની સાધારણ રીતીઓ શિવાય બીજી પણ કેટલીક હોય છે કે જે પ્રમાણે કામ કરવાને ઘણા થોડા લાયક હોય છે. જે શાગેર્દો લાએક હોય છે તેઓને પુસ્તક કર્તા, કવીઓ, કારીગરો, અને ગવૈયાઓનાં મન ઉપર ઉમદા વિચારો સુચવવા માટે રોકવામાં આવે છે; પણ ખુલું છે કે સઘળાજ ગેબી મદદગારો કાંઇ આવાં મહાભારત કામમાં ઉપ્યોગી બનવાને લાયક હોતાં નથી. •

કોઇ વેળા એકાદ પુરૂષ જે કોઇ નીતીના માર્ગમાં વધવાને કોશશ કરતો હોય તેમાં ઠોકર ખાતો અટકાવવાને એવી ગેબી મદદ કરવામાં આવે છે અને તેને ચેતવણી આપવામાં આવે છે કોઇક વેળા તેવા જીજ્ઞાસુ આદમીની આગળથી, કે તેવી જગ્યાથી, મેલી અસરો દૂર કરવા માટે મદદ કરવામાં આવે છે, તેમજ કોઇ વેળા જીજ્ઞાસુ ઉમેદવારને મેલી વિદ્યાનાં જાદુગરોનાં હાથમાં અંજાણપણે સપડાઇ જતો બંચાવી લેવામાં આવે છે. ગુપ્ત મંડળનાં શાગેર્દો સિવાય બાહરનાંઓને એવી કુદરતને લગતી સુચનાંઓ, ચેતવણીઓ સીધી રીતે બતાવવામાં કે શીખાડવામાં હમેશાં આવતી નથી, પણ કોઇ કોઇ વેળા તે બાબદનું સત્યપણું કાંઇ ખુલા મોઢા ચરચાએલા સવાલોનાં રૂપમાં તેવા પુરૂશો આગળ ભાષાણ કર્તા અથવા શીક્ષકોનાં મુખે કહેવા આવે છે, કે જે શિક્ષણ બીજી રીત કરતાં તેઓ વધારે સહેલાઇથી અને હરકત વગર લઇ શકે છે.

કુદરતી રીતેજ જેમ જેમ એક ગુપ્ત વિદ્યાનો અભ્યાસી પોતાનાં અશોઇનાં માર્ગમાં આગળ વધતો જાય છે તેમ તેમ તે વધારે અને વધારે ઉપયોગી બનતો જાય છે. ફક્ત છુટા છવાયા માણસોનેજ મદદ કરવાનું તેને માલુમ છે એમ નથી, પણ માણસોનાં આખા વર્ગો, પ્રજાઓ, અને જાતોને પણ કેમ ઉપયોગી થઇ પડવું તે માટેનું તેને શિક્ષણ આપવામાં આવે છે, અને આસ્તે આસ્તે જે કાંઇ મહાભારત કાંમો તૈયાર થયલા, યાને સંપુર્ણ અશો પુરૂશો યા માહત્માઓ બજાવે છે, તેવાં મહાભારત કાંમ બજાવવાનો પણ તેનો હીસો આવે છે. જેમ તેવો લાયક શાગેર્દ, તેવો યોગ્ય અધીકારી જરૂર જોગ જ્ઞાન અને સત્તા મેળવતો જાય છે, તેમ તે આકાશ અને આકાશીક ભુવનને લગતી મોટી શક્તિઓનો પણ ઉપ્યોગ કરતાં શીખે છે, અને દરેક મનપસંદ કાળ ચક્રની અસર (cyclic influence) કે પ્રવાહનો બને એવો ઉપ્યોગ કરવાનું તેને શીખાડવામાં આવે છે. તેવો શાગેર્દ, પછી સાલેકો, માહપુરૂશો, સંપુર્ણ અશો લોકો, જીવન મુકતો, નીર્માન કાયના સંબંધમાં આવે છે, જેઓને કોઇ વેળા 'બચાવ કરનાંરી દેવાળના પથરો' (Stones of the Guardian Wall) (લોકનાં ભલાં અર્થે અત્યંત ખમનારા) એવે નાંમે પણ ઓળખવામાં આવે છે પેહલાં તો તે શીષ્ય તેવા માહપુરૂશોનાં અધીકારીઓ મધેનો એક નમ્ર અધીકારી બને છે, અને પછી તે શક્તિઓ કે જે તે પ્રતાપી પુરૂશોનાં એકયાંસ ભોગોનાં ફળો છે તેનો કેવો ઉપ્યોગ કરવામાં આવે છે તે શીખે છે આ પ્રમાણે યોગ્ય શીષ્ય આસ્તે આસ્તે ચઢતી અને ચઢતી પાયરીએ ચઢે છે અને આખરે **મહાપુરૂશ,** અથવા **સંપુર્ણ** આબેદ યાને **ડહાપણનો સરદાર**—પોતાનાં ગુરૂનાં જેવોજ બળવાન પોતે બને છે, અને જે કાંમ તે અશો સાહેબ કરે છે, તેવુંજ કાંમ તેને પણ કરવું પડે છે, અને જે રસ્તે શીષ્યને તે માહપુરૂશે દોરવ્યો તેવેજ રસ્તે બીજા જીજ્ઞાસુ આત્માઓને પણ તેવીજ સંપુર્ણ અશોઇ અખત્યાર કરી દુન્યાને ઉપ્યોગી બનવાની તાલીમ આપવામાં તે શીષ્ય રોકાય છે.

દેવચન યાને બેહસ્તને લગતા મુલકોમાં કામ કરવાની રીત લગાર જુદી જાતની હોય છે, કારણ કે ત્યાં જે કાંઇ શિક્ષણ આપ લે થાય છે તે એકદમ ઘણું કરીને સીધી રીતેજ તેમજ તુરત અને સંપુર્ણ રીતેજ આપવામાં આવે છે, અને તે ઘણા ચઢતા તબકાઓ ઉપર હોવાથી ત્યાં આપેલી અસરનું જોર પણ વિશેષ હોય છે. ત્યાં યાને આ બેહેસ્તના ભુવન ઉપર (કે જ્યાં પણ કામ કરવાને ઘણાજ થોડા ગેબી મદદગારો

લાયક બનેલા છે) અને તેથી પણ ચઢતાં ભુવનો ઉપર જો આપણે કામને લાયક થઇએ તો પુષ્કળ કામ કરવાનું પડેલું છે, અને તેથી બેશક આપણી કાંમ કરવાની ખાહેશ અને ઉલટ ચાલુ રહેશે તો કાંઇ જમાનાઓ સુધી આપણી આગળથી કાંમ ઓછું થવાનું નથી.

## પ્રકરણ ૧૪ મું.

## ગેબી મદદગાર થવાની લાયકાત.

"આવાં મહાભારત કાંમમાં મદદ કરવાને હમે લાયક કેમ થઇયે ?" એવો સવાલ કદાચ પુછવામાં આવે. જે કોઇ ગેબી મદદગાર થવાની ખાહેશ રાખે તેનાંમાં કેવા સદગુણો હોવા જોઇએ, તે વિષે છુપું કાંઇ રહ્યું નથી; મુશકેલી છે તે કાંઇ તે સદગુણો જાણવાને માટે નથી, પણ તે સદગુણો આપણામાં પુરેપુરા ખીલવવાને લગતી છે. કેટલેક ઠેકાણે તે સદગુણોનું ધ્યાન અત્યાર અગાઉનું કરવામાં આવ્યું છે, તે છતાં તે સદગુણો હ્યાં પણ આપણે હારે કટાર ટાંકીશું.

૧. **સાબેત મન, મનની એકાગ્રતા, અથવા મનની એક બાબદ ઉપરજ સંપુર્ણ આસ્થા.**—પહેલાં જરૂરની બીના એ છે કે આપણે એકાદ. મહાભારત કામ, જેથી મહાપુરૂષો અથવા અશો સાહેબો રાજી હોય, અને જે આપણાથી બને એવું હોય, તે કામ શેધી કાઢવું, અને જન્મો સુધી તે કામની આગેવાનીમાં આપણે દીલોજાનથી હર હમેશ ભાગ લેવો. આપણે ઉપ્યોગી અને નિરૂપ્યોગી કાંમો વચ્ચેનોજ તફાવત જોતાં શીખવું. એટલુંજ નહી, પણ ઉપ્યોગી કાંમોની જાતોમાં જે કાંઇ કામ આપણાથી બની શકે એવું ચઢતાંમાં ચઢતું હોય તે પસંદ કરવું. આપણે વખત કોઇ નજીવું ભલું કામ, કે જે કોઇ બીજાં માણસથી થઇ શકે, તેને તે ઉપ્યોગી થઇ પડે, એવાં ઉતરતાં કાંમમાં આપણે આપણો વખત રોકવો નહીં. પણ એક થિઓસોફીસ્ત યાને ખોદાશનાસનાં જ્ઞાન અને શક્તિનાં પ્રમાણમાં તેવું ચઢતુંજ કામ બજાવાને માથે લેવું. જે માણસ ગેબી મદદગાર થવાની ઉમેદ રાખે છે તેણે થિઓસોફી યાને ખોદાશનાસીને માટે હ્યાં બાકી જમીન ઉપર જે કાંઇ તેનાંથી ચઢતામાં ચઢતું કાંમ બની શકે તેવું કામ બજાવાને શરૂ કરવું જોઇએ.

અલબતાં હું એમ નથી કહેવા માંગતો કે આપણી સંસારી ફરજો જે આપણી ઉપર લટકેલી છે તે ફેંકી દેવી. ખચીત આપણે સંસારને લગતી ફરજો તો અદા કરવી: પણ કાંઇ નવી ફરજો જે અત્યાર સુધી આપણા

ઉપર લટકેલી ન હોય તે માંથે ઉઠાવવાનાં કામમાં હાથ ઘાલવો ડહાપણ ભરેલું નથી. જે કાંઇ ફરજો કર્મને આધારે આપણાં ખભાં ઉપર લટકેલી છે તે તો જરૂરજ બજાવવી જોઇએ; તેને છોડી દેવાનો આપણને હક નથી. જ્યાં સુધી કર્મને કાયદે આપણી ઉપર આવી પડેલી ફરજો આપણે સંપુર્ણ દીલથી બજાવી પુરી કરીયે નહી, ત્યાં સુધી આપણે ચઢતાં કાંમો કરવાને લાયક પણ થઇ શકતા નથી. પણ આવાં ચઢતાં કામો કરવાનો ચાલુ વિચાર આપણાં સઘળાં કામો અને ફરજોની પૂઠેપૂઠ ચાલી આવવો જોઇએ, અને તે કામ કૃપાળુ મહાપુરૂષોની ખીદમતમાં તેઓનાં ચરણ આગળ ધરવું જોઇએ, યાને તે મહાભારત કામ તે મહાપુરૂષોને માટેજ કરીયે છીયે એમ દીલથી જાણવું જોઇએ.

૨. **સંપુર્ણ આત્મનિયમ—પોતા ઉપર કાબુ.**—આકાશી જેહાનને લગતી શક્તિઓ આપણને મળે તે આગમચ આપણી પોતાની [ ઇંદ્રીઓ વગેરે ] ઉપર આપણો સંપુર્ણ કાબુ હોવો જોઇએ. દાખલા તરીકે આપણા સ્વભાવ ઉપર આપણો પુરતો કાબુ જોઇએ, તે એવી રીતનો કે આપણે કાંઇ પણ જોઇએ અથવા શાંભળીએ, તેથી આપણને જરા પણ ખીજવાટ કે દીલ દુઃખામણ લાગે નહીં, કારણ કે આવા ખીજવાટથી ખાકી જેહાંન કરતાં આકાશી જેહાંનમાં તો ઘણોજ ભયભરેલો ખલભલાટ થઇ જાય છે. વિચારનુ બળ વિચારોની દુનિયાંમાં હમેશાં એક જબરી શક્તિ છે, પણ આ દુનિયાંમાં માણસના ખાકી મગજનાં પ્રમાણનાં બોજાથી તે બળ ઘણુ નરમ થઇ ગયલું હોય છે. આકાશી જેહાંનમાં તો તે બળ ઘણુજ રૂડુ અને બળવાન હોય છે. એકાદ ખીલેલી શક્તિવાળો માણસ જો આકાશી ભુવન ઉપર કોઇ માણસ સામે ગુસ્સો કરે તો તે માણસને તે ગંભીર અને કોઇ વાર તો પ્રાણઘાતક નુકશાન કરે છે.

આપણને સ્વભાવ ઉપરજ કાબુ રાખવાનો છે એટલુંજ નહીં, પણ આપણા જ્ઞાનતંતુ ઉપર પણ સંપુર્ણ કાબુ જોઇએ, કે જેથી કરીને આકાશી ભુવન ઉપર જો કાંઇ આપણે એકાદ કલ્પીત કે ભયભરેલો દેખાવ જોઇયે તો તેથી કદી પણ ડર્યા વિના તેની સામે પુરતી હીંમત સાથે ટટાર ઉભા રેહવાને શક્તિવાન થઇએ. એટલું યાદ રાખવું જોઇએ કે જ્યારે એકાદ શિષ્ય યાને સાગેર્દ કોઇ માણસને આકાશીક ભુવન ઉપર જગાડે છે ત્યારે તે સાગેર્દ તે માણસનાં તે ભુવન ઉપરનાં કાંમો અને તેની સલાંમતી માટે કેટલોક જોખમદાર રહે છે.

તેથી કરીને જો નવા શિખાઉને એકલો રહી કામ કરવાની હીંમત આવી ન હોય તો તેનાં મદદ કરનારને તેની સલાંમતીને માટે હંમેશાં તેની પૂઠેપૂઠ રહેવું જોઇએ, અને તેમ થવું દેખીતી રીતેજ કદંગુ છે.

શિખાઉની હીંમતની ખાતરી કરવાને માટે, અને તેને તે કામમાં લાયક કરવાને માટે, આગલા વખતની માફક હાલમાં પણ તેની ખાક, પાણી, હવા, અને આતશ જેવાં અનાંસરોમાંથી પસાર થવાની પરિક્ષાઓ લેવામાં આવે છે.* બીજા શબ્દોમાં બોલીએ તો, શિખાઉને શબ્દોથી નહીં પણ ખાસ અનુભવથી પકી રીતે જાણવું જોઇએ છે કે ખાક, પાણી, હવા અને આતશ તેનાં આકાશી શરીરને કાંઇજ ઇજા પોંહચાડી શકતાં નથી, અને તેનાં કામમાં કોઇથી કાંઇ નડતલ થઇ શકતી નથી.

આપણે આ ખાકી શરીર સાથે હોઇયે છીયે ત્યારે ખાતરીથી માંનીયે છીયે કે આતશથી આપણે બળી જઇયે છીયે, પાણીમાં ડુબી મરીયે છીયે, નક્કર પદાર્થમાંથી આપણાથી પસાર થઇ શકાતું નથી, અને આસપાસની ખુલી હવાની વચમાં આપણાથી અધર રેહવાતુ નથી. આ બીનાં કેટલાકોમાં એટલી તો મક્કમપણે પ્રવેશ થયલી હોય છે કે, આકાશી શરીર એ સઘળી અડચણોથી મોકળું છે એવો વિચાર અને પકી ખાતરી તેઓને ઘણી મુશકેલીથી થાય છે. તેઓની એકદમ ખાત્રી થતી નથી કે આકાશી શરીર ગમે એવા પહાડો કે ખડકોની વચ્ચેથી કે જમીનનાં પાતાળમાં અડચણ વગર સહેલાઇથી પસાર થઇ શકે છે; તે શરીર પહાડોની ગમે એવી ઉંચી ટોંચો ઉપરથી વગર હરકતે નીચે કુદકો મારી શકે છે; પુરતા વિશ્વાસ અને સેહેજ પણ દેહસ્ત વગર બળતા જવાળામુખી પહાડોનાં મુખમાં ઉતરી શકે છે; તેમજ મહાસાગરનાં અથાગ અને ઉંડાં પાણીની તળીએ સેહેલથી અને વગર હરકતે જઇ શકે છે.

તોપણ એક માણસ જ્યાં સુધી આ સારી પેઠે જાણે નહી—જાણે એટલુંજ નહીં પણ તે પોતાના જ્ઞાન અને ખાતરીથી એ પ્રમાણે કામ કરવાને લાયક થાય નહી—ત્યાં સુધી તેવું માણસ આકાશી ભુવન ઉપર કામ કરવાને ઘણું ખરૂં નકાંમું છે; કારણ કે અગત્યની વખતે, કે જેવો જરૂરનો પ્રસંગ ઘડી ઘડી આવે છે, તે વખતે તેમાં બેધડક ઝંપલાવીને

---

* જુઓ "મજદયસની ધર્મ અને ખુદાશનાસી," પૃ. ૧૯૨-૧૯૩.

કામ કરવાને તે અચકી જાય યાને દેહસ્તથી અટકી જાય, અને ખાકી શરીરનાં સંબંધથી દીલમાં પેસી ગયલી દેહસ્તથી તે વાહોમ પોતાનું આકાશી શરીર જોડાંવતાં ડરી જાય, એમ ન જોઇએ. તેટલાજ માટે શિખાઉને પેહલાં સઘળી કસોટીમાંથી અને તરેહવાર અનુભવમાંથી પસાર થવું પડે છે, કે જેથી તેમ કામ કરવાને તે હલવે હલવે શીખે; તેને ઘણાજ ભય ભરેલા દેખાવો અને કમકમાટ ઉપજાવે એવા સંજોગો સામે શાંત હીમતથી ઉભું રેહતાં શીખવાનું છે, અને તે સિખાઉએ તેમ કરી બતાવી આપવું પડે છે કે ગમે એવા અણુગમતા કે ડરાંમણા પ્રસંગો વચ્ચે તે આવી પડે તે વખતે તે પોતાની હીંમત હમેશાં રાખી શકે, અને તે પ્રસંગ વચ્ચે ફરમાવેલું કામ બજાવી શકે.

વળી આપણુને આપણા મન અને ઇચ્છાઓ ઉપર કાબુ મેળવવો જોઇયે છે. મન ઉપર કાબુ મેલવી મનને એકાગ્ર રાખવાની જરૂર એટલા માટે છે કે તેમ હોય નહીં તો આકાશી ભુવન ઉપર જે તરેહવાર જાતનાં ખેંચાણો અને ડરાંમણા જુસ્સાઓ હોય છે તેઓ વચ્ચે જે કાંઇ સારૂં કાંમ આપણુને કરવાનું હોય છે તે તુરત ધ્યાન સાથે થઇ શકે નહીં. ઇચ્છાઓ ઉપર એટલા માટે કાબુ રાખવાની જરૂર છે કે આકાશી ભુવન ઉપર માત્ર કાંઇ ચીજ કે હાલત માટે ઇચ્છા કરવી તેજ ઘડી તે ઇચ્છેલી ચીજ અથવા હાલત મેલવવા બરોબરજ છે; ત્યાં તે મેળવવાને માટે માત્ર ઇચ્છાજ પુરતી છે. તેથી જો આપણી ઇચ્છાઓ ઉપર આપણો કાબુ નહી હોય તો આકાશી ભુવન ઉપર આપણી પોતાની ઇચ્છાઓથી ઉપજાવેલી સઘળી પેદાએશોથી આપણુનેજ હરકત પડે છે.

૩. **શાંતી.**—આ એક બીજી ઘણી અગત્યની બાબદ છે. એવી હાલત જોઇએ કે જેમાં પજવાટ, ખીજવાટ, ઉદાસી, દલગીરી, બીલકુલ હોય નહીં. શિખાઉને આગળ ચાલતાં આકાશી ભુવન ઉપર જે કાંઇ કામ કરવાનું છે, તે કાંમનો મુખ્ય ભાગ તો લોકોને શાંત પાડવાનું, તેમને દલગીરી, ઉદાસી અને ફીકરમાંથી દૂર કરવાનુ છે. પણ મદદ કરનારનું પોતાનુજ ખોરેહ જો ધાંધળ, ખીજવાટ, ઉસકેરણી, યા ઉદાસીનાં ભુરાં વાદલાંથી ભરેલું હોય તો તે મદદ કરનાર શું કામ કરી શકે? આ ઓગણીસમી સદીની કાંઇ ઓર તરેહની નકાંમી પણ ચાલુ ધાંધળ, ટીખલ, નજીવી બાબદો માટે લાંબી લાંબી ઉસકેરણી ભરેલી ચરચા, ઘોંઘાટ, અને એવી રીતે "કાગનો વાઘ" બનાવાની આદત શુભ જ્ઞાનના વધારા અને ઉપયોગને ઘણીજ કફોડી અને નુકશાંન કારક થઇ પડે છે. આપણામાંનાં ઘણાઓ

વારે ઘડીએ નજીવી બાબદોને મોટું રૂપ આપવાનાં ખ્યાલમાં, અને કાંઇ જીવ જેવી બાબદ નહી તેને માટે ગંભીરાઇથી દલગીર રહી અમસ્થા ઝુજાઇ મરવામાં, નકામાં દહાડા કાઢે છે.

ખચીત આપણ જેઓ થિઓસોફીસ્ત યાને ખોદાશનાસ છીએ તેઓએ તો કોઇબી રીતે આવો મૂર્ખાઇ ભરેલો ખલભલાટ અને વગર કારણની નકાંમી ઉદાસી યા દીલગીરી આપણા દીલમાંથી કાઢી નાંખવી જોઇએ. ખચીત આપણ જેઓ સઘળી સૃષ્ટિનું યાને બ્રહ્માંડને લગતું કાંઇ ચોકસ જ્ઞાન મેળવવાને કોશેશ કરીએ છીએ તેઓએ તો અત્યાર અગાઉની પોતાનાં દીલની ખાતરી કરી લેવી જોઇએ કે એવો જે કોઇ વિચાર છે કે "જે કાંઇ છે તે ભલુંજ છે," તે વિચાર ખોદાઇ—મીનોઇ—વિચારને ઘણો મલતોજ છે, અને તેટલા માટે તે સત્ત અથવા ખોદાની ઘણીજ નજદીકનો છે એમ જાણવું. કારણ કે દરેક માણસમાં જે કાંઇ ભલુ અને સાફ છે તેજ જાથુકનું છે, અને જે કાંઇ બુરૂં હોય તે તો થોડા વખતનુંજ હોય છે. બ્રાઉનીંગ નાંમનાં શખ્સે કહ્યું છે તે ખરૂં છે કે "બુરૂં તે કાંઇજ નથી, તેની હસ્તીજ નથી; પણ તેની પેલીમેર ખોદાની હસ્તીમાં સઘળું શાંત, ખુશાલી ભરેલું અને મીનોઇ આશીર્વાદથી ભરપુર છે." તેથી કરીને આબેદો, મહાત્માઓ, અશો પુરૂષો જેઓ આ બીનાં જાણે છે તેઓ હમેશાં શાંત સ્વભાવ રાખે છે. તેમને ખબર છે કે આખરે સઘળું ઠીક અને સારૂંજ થશે, તેથી તેવાં જ્ઞાનને લીધે તેઓ શાંતી સાથે મીનોઇ ખુશાલી પણ રાખી શકે છે. એટલા માટે જેઓ ગેબી મદદગાર થવાને આરજુ રાખતા હોય તેઓએ તો આ અશો પુરૂષોને પગલે ચાલીને તેજ પ્રમાણે હમેશાં શાંત, ખીજવાટ વગર, પજવાટ વગર, અને ઉસકેરણી વગરની હાલતમાં રેહવાને શીખવું જોઇએ.

૪. **જ્ઞાન.**—પોતાને ઉપયોગી થવાને માટે માણસને જે ભુવન અને તકતા ઉપર કામ કરવાનું હોય છે તેને લગતું કાંઇ પણ જ્ઞાન તો જોઇએ, અને જેમ એક કે બીજી બાબદનું તેને વધારે જ્ઞાન હોય તેમ તે વધારે ઉપયોગી બની શકે. આ કામને માટે લાયક થવાને સારૂં શિખાઉએ જે કાંઇ બાબદ અને જ્ઞાન થિઓસોફી યાને ખોદાશનાસીને લગતાં સાહીત્યમાં જાહેર થયલું છે તે સઘળું સંભાળથી વાંચી તેનો અભ્યાસ કરવો જોઇએ; બીજાઓ જેઓને બીજું વધારે ઉપયોગી કાંમ કરવાનું હોય છે તેઓને વારે ઘડીએ પુછી તેઓનો અમુલ્ય વખત લેવો નહીં જોઇએ; પણ જે કાંઇ તે માટે અત્યાર અગાઉનું પ્રગટ થઇ ગયું છે તે જાતે જોઇ

વાંચીને અભ્યાસ કરવો જોઇએ. પોતાથી બની શકે એવી શક્તિથી અને આતુરતાથી જે કોઇ અભ્યાસી તેવાં પુસ્તકો વાંચી તેને લગતુ જ્ઞાન મેળવવાની મેહનત ઉઠાવતું નહીં હોય, તેણે આકાશી ભુવન યાને મીનોઇ તબકકાને લગતાં કામમાં મદદગાર થવાને ઉમેદવારી કરવાની આશા રાખવી નહીં.

૫. **મોહબત, પ્યાર, પ્રેમ.**--આ છેલ્લો અને સૌથી મોટો સદગુણ છે. પણ એ મોહબતનાં સદગુણ માટે ગેરસમજુતી પણ ઘણી છે. એટલું તો પેહલાંથીજ ભાર મુકીને કહી દેવું જોઇએ કે એ મોહબત કાંઇ સાધારણ, ઢીલીઢચ, અને સંજોગોને વસ થઇ લસરપસર ફેરવાતો પ્યાર કે દોસ્તી નથી, તેમજ એ મોહબત તેવી હીચકારી લાગણી પણ નથી કે સચાઇને ખાતર હીમતથી ઉભું રહેવાને જેમાં તાકાત નથી, અને રખેને અજ્ઞાન લોક નાકદર છે એવું નાંમ રાખે. તેથી તો કાંઇ ખરૂ કામ બજાવાથી ડરી જઇ પાછુ હઠાય છે. ખરી મોહબત, ખરો ખાલેસ પ્યાર, તેજ છે કે જે તેને માટે કાંઇ દીંગ મારતો નથી, પણ ગુપચુપ પોતાની ફરજ મોહબતથી બજાવે છે, અને જ્યારે પણ તક મલે ત્યારે પોતાની ફરજ કોઇને પણ જણાવ્યા વગર બજાંવ્યો જાય છે. આવી ઉમદા ખરી મોહબતની લાગણી તેજ શખસમાં ઉત્પન્ન થવા માંડે છે કે જેણે ખોદાએતાઅલાની પોતાની તેની સૃષ્ટિની પેદાએશ ઉપરની ખોહલી મોહબતનો કાંઇક અંશ જોયો છે--નીહાળયો છે; અને જે માણસમાં આવો ઉમદા ઇશ્વરી પ્યારનો સેહજ લહેકો લાગ્યો છે તેનેજ રફતે રફતે માલમ પડતું જાય છે કે આખી ત્રણે દુનિયાંમાં તેવા શખ્સને માટે બીજી ખેંચાણ કરનારી ચીજ કાંઇજ નથી, સિવાય કે તે મહાન પરમકૃપાળુ ખોદાએતાઅલા સાથે એક થઇ તેનાં નૂરમાં એકત્ર થઇ—તેનો એક ગરીબ દાસ બની પોતાથી બનતી કોશેશથી તે ઇશ્વરની સર્વે પેદાએશને ઉપ્યોગી બની, તે ઇશ્વરી મોહબતનું પોતે એક ગોયા નાનું નાળું બનવાને રાજી છે, કે જેથી તે નાળાંની (પોતાની) મારફતે ઇશ્વરી પ્રેમ, ખોદાઇ મોહબતના માહાસાગરના પાંણીને તે પેદાએશ માટે રેડે. એનુ નામ તે ખોદાઇ મોહબત, ખોદાઇ પ્યાર, ઇશ્વરી પ્રેમ! ખોદા માટે જાનફેશાંની તે એ! એ પ્યાર ઇશ્વરી શાંતીની માફક ઉમદા, બેકેયાસ, અને અટકળ નહીં થઇ શકે એવો હોય છે.

ઉપર કહેલા સદગુણોને એખત્યાર કરવાને માટે ગેબી મદદગાર થનાર ઉમેદવારે ચાલુ અને ખંત સાથે કોશેશ કરતા રહેવું જોઇએ; અને કોઇ મહાપુરૂષ તેવા ઉમેદવારને આકાશી જેહાંન ઉપર સંપુર્ણ રીતે જગાડવાને યોગ્ય જુએ તે અગાઉ શિખાઉએ આ ગુણો મધેનાં સઘળા થોડે ઘણે

દરજ્જે પણ સંપાદન કરવા જોઇએ. ખરેખર આ ઉત્તમ હાલત ઘણીજ શ્રેષ્ઠ છે, અને તેટલા માટે મેળવવી બહુ કઠણ છે, તોપણ તેથી કોઇએ પણ નાસીપાએશ થઇને એ કાંમથી હારી ખાવું નહીં જોઇએ. તેણે પાછું જાણવું જોઇએ કે, જો કે તે હમણા સદંતર અને સંપુર્ણ જાગૃત રહીને આકાશી ભુવન ઉપર બીન જોખમે અને દેહસ્તે કામ કરવાને લાયક થયો નથી, તોપણ, હમણાં પણ જ્યારે તેવી હાલત મેળવવાને તે ખંતીલો છે, તો તેની શકિત પ્રમાણે આકાશી ભુવન ઉપર વગર જોખમ અને જ્વાબદારીથી તે કાંઇ કાંઇ ઉપ્યોગી કામ બજાવી શકે.

જ્યારે આપણે રાત્રે ઉંઘાઇએ છીએ, ત્યારે આપણે આપણા શરીર-માંથી બહાર નીકળી દુર જઇએ છીએ. તે વખતે આપણા મધેનો કોઇ પણ જણ કાંઇ પણ ભલું અને દયાલુ કામ કરવાને અશકત છે એમ નથી; કોઇ પણ શખસ ચાહે તેવું ભલુ કાંમ ઉંઘમાં પણ બજાવી શકે એમ છે. જ્યારે આપણે ઉંઘાઇએ છીએ ત્યારે આપણે આપણા એકાદ વિચાર-ની અંદર તલ્લીન અને ગરક થઇએ છીએ, અને મુખ્ય કરીને તેવા વિચાર-માં આપણે ગુતાઇએ છીએ કે જે વિચાર આપણી દીવસની જાગૃત હાલત-માં વધારે ચરવાતો હોય. તેમાં મુખ્ય કરીને તો ખાસ સુતી વેળાએ જે છેલ્લો વિચાર આપણને ઉંઘમાં ખેંચી લઇ જાય છે તેજ વિચાર ઉંઘ વેળાએ ઘણો પોખાય છે. હવે જો આપણે રાત્રે સુતી વેળાએ આપણા કોઇ દોસ્ત આસનાંવ, સગું વહાલું કે કોઇ પણ બીજું આદમી જેને આપણે મદદ કરવાને ચાહતાં હોઇએ, તે આદમીને સઘળી રીતે મદદ કરવાનો મજબુત વિચાર કીધો હોય, અને તેજ વિચારનો ગોર કરતાં કરતાં ઉંઘાઇ ગયા હોઇયે, તો તેમ કરવાથી, ખાતરીથી જાણવું કે, જેને તમે મદદ કરવા ઇચ્છો છો તેને જરૂર મદદ મલશે, પછી તે શખસ હજારો માઇલ દુર હોય તો શું થયું; મદદ તેને જરૂર મલે છે. એવા કાંઇક દાખલાઓ નોધાયલા છે કે જેમાં જ્યારે આવી રીતની મદદ કરવાની કોશેશ કરવામાં આવી છે ત્યારે મદદ કરનારનું શુક્ષમ શરીર યાને આકાશી શરીર તે આદમી કે જે મદદ મેલવે છે તેને બાજે વખતે દેખાય છે, અને તેને તે મદદ કરતું હોય તેમ પણ લાગે છે.

વળી ખચીત કોઇએ પણ એમ નાઉમેદ નહીં થવું જોઇએ કે આવાં કીર્તી ભર્યાં ભલાં કામમાં તેનો કાંઇજ હીસો નહીં હશે. આવી રીતનું વિચારવું ખોટું છે, કારણ કે જેબી શખસ વિચાર કરી શકે છે તે મદદ કરવાને શકિતવાન છે. વળી આવું મદદ કરવાનું પરમાર્થી કામ ફકત

ઉંઘતી વેળાજ કરવું એમ પણ નથી. કોઇ પણ વખતે દીવસે કે રાત્રે જ્યારે તમોને માલમ પડે કે કોઇ તમારૂં સગું કે દોસ્ત આસનાંવ માંદું છે, કે તે કાંઇ દુઃખમાં કે સંતાપમાં છે, અને તેને તમે મદદ કરવા ચાહતાં હો તો જરૂર તેને માટે તમારે ભલા આશીશ ભરેલા અને મોહબત સાથનાં વિચારો જોરથી કરવા. કદાચ તમારૂં આકાશી શરીર સમજ સહીત બહાર કાઢી મોકલવાનું તમોને આવડતું નહીં હશે તોપણ તમારા મજબુત અને ભલા વિચારો રૂપ પકડી તે આસામી જેને તમે દુઆ દેઓ છો તેની આગળ જશે, અને તેને સઘળી તરેહની મદદથી નવાજશે એમાં શક કે સંદેહ નથી. જેમ જેમ તમારો વિચાર એકાગ્ર યાને દુઆ જોસ ભર અને વીખરાયા વગરનાં હશે, તેમ તેમ વધારે જલદીથી અને ફાયદા ભરેલી રીતે તે આદમીને મદદ કરવાને ઉપયોગી બનશે. વિચાર એ કાંઇ અમસ્થું ખાલી તત્વ નથી; વિચાર ખરેખર કાંઇ ચીજ છે, અને જેઓની અંતર્દષ્ટિ ખુલી છે તે દરેક વિચારને જોઇ પણ શકે છે. તેથી માલમ પડશે કે દુનિયાંમાં ભલાઇ કરવાને અને લોકોનું સુખ વધારવાને જેટલો એક પૈસાદાર શક્તિવાન છે તેટલોજ શક્તિવાન એક ગરીબમાં ગરીબ માંણુસ પણ છે. સદંતર અપંગ અને લાચાર માણુસ પણ પોતાનાં ભલા વિચારથી. લોકોને સુખ અને આશીશ આપી શકે છે. આ પ્રમાણે આપણે સઘળાં જ્ઞાન સહીત આકાશી ભુવન ઉપર કાંમ કરવાને શીખીએ તે અગાઉ આવી રીતે કાંમ કરીને પણ અત્યારથી આપણે ગેબી મદદ કરનાંરાંઓની ફોજ સાથે જોડાઇ શકીએ છીએ, અને તે પ્રમાણે દરેક જણે એમ ભલા વિચારથી તે પરમાર્થી ખોદાઇ લશકર સાથે જોડાવું જોઇએ.

પણ આ ગેબી મદદ કરનાંરાંઓ, જેઓ મહાપુરૂષોની દેખરેખ હેઠળ કામ કરે છે, તેઓની સંઘમાં જોડાવાને જો એક ઉમેદવાર મક્કમ ઠરાવ કરે તો તેણે પોતાને મીનોઇ માર્ગમાં સઘળા ઉપર દર્શાવેલા સદ્ગુણોથી જલદીથી કેળવવો જોઇએ. તેવો નિશ્ચય કરનાર શિખાઉ કાંઇ ફક્ત આકાશી ભુવન ઉપર કામ કરનાર થઇનેજ રહેશે નહીં, પણ તે જો મહાપુરૂષોને પગલે ચાલી તેથી પણ ચઢતાં ભુવનો ઉપર, બલકે ખાસ દાદાર હોરમજદની દરગાહ જેવાં ચઢતાં ભુવન યાને તબકકાઓ ઉપર, પણ કાંમ કરવાને શક્તિવાન થશે, અને તેમ શક્તિવાન થવાને તેણે પ્રયત્ન પણ કરવો જોઇએ.

તેવા મક્કમ ઠરાવ કરનાર શિખાઉનાં જાતી શિક્ષણ અને મીનોઇ માર્ગ માટે તો ડહાપણનાં સરદારોએ અત્યાર અગાઉનું શીખાડયું છે, અને એ પ્રમાણે દુનિયાં મધેનો દરેક જણુ મોડે વેહેલે પોતાને એવી

મીનોઇ તાલીમ પોતે જાતેજ આપશે, પછી જોઇએ તો તેવા શખસો આજે કીંમત પકડી તે કેળવણી આજથી લેવા માંડે કે ગમે તો શુસ્ત બેસી દુનિયાંના દુઃખ ભર્યા અનુભવમાં વર્ષો અને જમાનાઓ સુધી ઘસડાયા કરીને પછીજ પ્રગટીકરણનાં કુદરતી રોહે તણાઇ પછવાડેથી તેવી કેળવણી લેવા માંડે. પણ એ માર્ગનું શિક્ષણ લેવાને ડાહ્યું આદમી તેજ છે કે ઉમંગ પકડી અત્યારથી અને જલદીથી તે મીનોઇ માર્ગમાં દાખલ થવાની કોશેશ કરે અને સંપુર્ણ અશો પુરૂષ બનવાની પોતાનાં દીલમાં નેમ રાખે, કે જેથી કરીને તે પોતે સઘળા શક શુબેહ, તેમજ દેહેસ્ત દલગીરીથી ફારેગ થઇને, બીજાંઓને પણ તેવાંજ સુખમાં દાખલ કરવાને લાયક બને. આ અશોઇના પવિત્ર માર્ગના પગથીઆં કેવાં છે, અને તે કેવી રીતે ગોઠવાયલાં છે, તે આપણે આવતાં પ્રકરણમાં જોઇશું.

## પ્રકરણ ૧૫ મું.

## અશોઇના ઉમેદવારનો માર્ગ.

પૂર્વે તરફનાં પુસ્તકોમાં લખેલું છે કે ચાર સાધનોથી એક ઉમેદવાર અશોઇનાં માર્ગનાં દરવાજા આગળ આવી શકે છે. ૧ લુ—જેઓ તે માર્ગમાં દાખલ થયા હોય તેઓ સાથની દોસ્તી, યાને સતસંગ. ૨ જુ—ગુપ્ત ફીલસુફીને લગતું વાંચણ અને શ્રવણ. ૩ જુ—મીનોઇને લગતી બાબદનું ધ્યાન (meditation), યાને પોતાનાં વિચારનાં જોરનાં પ્રતાપથી 'સત' શું છે તે શોધી કાઢવું. ૪ થુ—સદગુણી જીંદગી, યાને નેક ચાલથી જીંદગી ગુજારવી; કે જેવી સંખ્યાબંધ સદગુણી જીંદગી ભોગવ્યા પછીજ તેની કાંઇ બુધ્ધી ખીલે છે, કે જે વડે તે અશોઇના માર્ગમાં દાખલ થવાની જરૂર પોતાનાં દીલથીજ જુએ છે, અને તે માર્ગ કયાં છે અને કેમ છે તે જાણવાને તેનું પોતાનુંજ દીલ થાય.

જયારે એક કે બીજે સાધને એક આદમી આટલી હદે આવી પુગે છે, ત્યારે મહાપુરૂષનાં જેવી અશોઇની ટોંચે ચઢવાને તેને માટે સીધો માર્ગ આવી રહે છે, અને તેની ખુશી હોય તો તે શખસ તે માર્ગ પસંદ કરે. ગુપ્ત વિદ્યાના અભ્યાસીઓ માટે લખવાને ઘણું જરૂરનું તો નથી કે હાલની આપણી અશોઇનાં તબક્કા ઉપર ધ્યાંન પોંહોચાડતાં આપણે એ માર્ગ વિષે સઘળી હકીકત જાણી શકીએ તેમ નથી, અને જે કાંઇ એ માર્ગ વિષે આપણને માલમ પડે તે તેનાં શરૂઆતનાં નાનાં પગથીઆં વિષે જાણી શકીએ; જ્યારે તેનાં ચઢતાં પગથીઆંનાં તો કેવળ નાંમો સિવાય બીજી

તેની બારીકી અને તપસીલથી બેખબર રહીએ છીએ, તોપણ કોઇ કોઇ વેળા તે ઉત્તમ માર્ગના ચઢતાં પગથીઆંની કીર્તિનાં પ્રકાશનો સેહજ ભાસ આપણને જણાય છે.

ગુપ્ત જ્ઞાન પ્રમાણે આ પગથીઆંને ત્રણ મોટા વખતોમાં વેંહચી નાંખવામાં આવે છે :

૧ લો—કાંઇ પણ ચોકસ વચન લઇ ઉપદેશ આપી ગંભીરાઇથી ગુપ્ત મંડળમાં દાખલ કરવામાં આવે તે અગાઉનો ઉમેદવારીનો વખત. આ વખતનાં દરમયાનમાં ઉમેદવારને માણસની પાંચમી ઓલાદ [ હમણાની આદમ જાત ] નો સટોસટનો વખત એવે નાંમે જે ઓળખાય છે તેમાંથી ફતેહમંદીથી પસાર થવું પડે છે.

૨ જો—કોલ લીધા પછીનો ચેલાનો યાને શાગેર્દનો માર્ગ, અથવા ખરો માર્ગ કે જેનાં ચાર માર્ગોને પુરાતન પુસ્તકોમાં 'ચાર પવિત્ર માર્ગો' એવે નાંમે ઓળખાવવામાં આવ્યા છે. આ માર્ગને છેડે શાગેર્દ પોતેજ એક મહાત્મા યાને સંપુર્ણ અશો પુરૂષ બને છે, કે જેમ બનવાને એક સાધારણ આદમીને માણસ જાતની સાત ઓલાદોનો ફેરો પુરો થાય એવા લાંબા વખત સુધી થોબવું પડશે.

૩ જો—કામ કરવાનો વખત. આ વખતે એક સંપુર્ણ મહાત્મા યાને અશો મરદ ખોદાનાં નેમેલા કાયદાને અનુસરીને દુનિયાંના કારોબારની એક ચોકસ શાખા પોતાનાં હસ્તકમાં લે છે, અને તેને લગતું ખાસ કામ પોતાની દેખરેખ હેઠળ રાખે છે. ખચીત જેમ આગલાં પ્રકરણોમાં કહેવામાં આવ્યું છે તેમ દરેક સંપુર્ણ મહાપુરૂષ તેમજ તેમનો દરેક સ્વીકારેલો યાને પસંદ કીધેલો ચેલો પણ પ્રગટીકરણને કાયદે માણસ જાતને આગળ વધારવાનાં કામમાં રોકાયલો હોય છે. પણ જેઓ ચઢતી પાયરી ઉપરનાં મહાત્માઓ છે તેઓ તો સૃષ્ટિના કારોબારની ચોકસ શાખા પોતાનાં હાથમાં લે છે, અને જેમ બાકી પાદશાહીમાં હોય છે તેમ, પોતાનાં હસ્તકનાં વહીવટ માટે તેમનો જે કોઇ એથી પણ ઉપરી જે ઇશ્વરી કામમાં મશગુલ હોય તેનાં સંબંધમાં રહી તેની સાથે તાલુકો રાખે છે, અને પોતાની દેખરેખ હેઠળનાં કારોબાર માટે જવાબદાર હોય છે. આવી ગુહ્ય અને ચઢતા પ્રકારની ઇશ્વરી-સત્તા વિષે અતરે કાંઇ પણ બ્યાન કરવાને હમે હીંમત કરતા નથી. એ માટેની કાંઇ પણ ખબર હજુર બહાર પડી નથી, અને વળી એ બાબદ એવી તો ગુહ્ય અને ભારી છે કે તેની સમજ પણ જલદીથી પડવી મુશકેળ છે, તેથી તે છાપી પ્રગટ કરવાનું પણ બની શકે તેમ નથી. એટલા માટે આપણે અહીં પેહલા બે વખતો વિષેજ વિવેચન કરીશું.

શરૂઆતમાં આવતા ઉમેદવારીનાં વખત માટે તુલોતવીલ કહેવાની તજવીજ કરીએ તે અગાઉ કહેવું જરૂરનું થઇ પડશે કે પૂર્વ તરફનાં પવિત્ર શાસ્ત્રોમાં આ વખતને કેવળ એક શરૂઆતનો વખત એમ લેખ્યો છે, તેથી એ વખતને ખરા માર્ગનો કોઇ એક શરૂઆતનો ભાગ તરીકે પણ લેખ્યો નથી, કારણ કે એવું જણાવેલું છે કે ખરો માર્ગ ત્યારેજ કહેવાય કે જ્યારે ચેલો બરોબર વચન આપી તે ઉપર દાખલ થાય. ઘણી વેળા આ તબક્કાની ગણતરી કરવામાં ઘણો ઘોંટાળો થાય છે—કોઇ તેને શરૂઆતની ઉમેદવારીનાં વખતથીજ ગણે છે, અને કોઇ ખરા માર્ગમાં દાખલ થવા પછીજ ગણે છે; વળી કોઇ વેળા તબક્કાઓ ગણવામાં આવે છે, અને કોઇ વેળા એક પછી એક દીક્ષા યા રોશની મલવાની ક્રિયાઓથી ગણતરી કરવામાં આવે છે, તેથી કરીને અભ્યાસીએ આવી બાબદની માહીતી ચોપડીઓમાંથી મેળવતાં લગાર સંભાળ રાખવી જોઇએ કે તેની સમજમાં કાંઇ ગેર સમજુતી ઉઠે નહીં.

બીજા વખતો કરતાં આ ઉમેદવારી માર્ગનો વખત ખાસીઅતમાં ઘણોજ જુદો પડે છે; કારણ કે એ શરૂઆતનાં માર્ગમાં કાંઇ તબક્કાઓ જેવું તદન ચોકસ રીતે સ્થાપેલું નથી, અને વળી તેમાં ચોકસ સદગુણો સંપાદન કરવાજ જોઇએ એમ બંધન પણ નથી.

ચોકસ સદગુણો વિષે આપણે તેની જગ્યાએ બોલીશું; હાલતો આ ઉમેદવારીના માર્ગના પાંચ તબક્કાઓ અને તેને લગતા સદગુણો વિષે બ્યાંન કરીયે. "Transaction of the London Lodge" નાંમના ઇંગ્રેજી ચાપાન્યાંમાં એ માટે સારી રીતે વર્ણન કીધું છે. વળી મીસીસ એની બેઝંટે "Outer Court" અને "The Path of Discipleship" ("મુમુક્ષનો માર્ગ") નામનાં પુસ્તકોમાં એ વિષે ઘણીજ સરસ રીતે સમજ આપી છે.

આ તબક્કાનાં નામોમાં લગાર ફેરફાર માલમ પડશે, કારણ કે ઉપર દર્શાવેલી ચોપડીઓમાં હિન્દુ (સંસ્કૃત) ભાષામાં વપરાયલાં નામો આપ્યાં છે, અને હમે ત્યાં પાલી ભાષામાં વપરાયલાં નામો આપીએ છીએ, તો જો કે ફક્ત બહારનાં દર્શાવેલા શબ્દોથી એ તબક્કાઓમાં હેરફેર માલમ પડશે, પણ તેની અંદર જે કાંઇ સાર છે, અને જે સદગુણો વિષે તાંકીદ કરવામાં આવે છે, તે બધું એકનું એકજ છે. અહીં વાપરેલા દરેક શબ્દનો શબ્દાર્થ શબ્દકોષ પ્રમાણે કોસમાં આપવામાં આવ્યો છે અને ત્યાર પછી તેની મતલબ જેમ શીક્ષકથી આપવામાં આવી છે તેમ જણાવી છે.

બુદ્ધિસ્ત શાસ્ત્ર પ્રમાણે તે મીનોઇ માર્ગના પેહલા તબક્કાને ‘ મનોદ્વારા વજન ’ કહેવામાં આવે છે.

૧. ‘ મનો દ્વારા વજન ’ (યાને મનનાં દરવાજાનું ખુલવું અથવા મનનાં દરવાજામાં સ્હીને નાસી જવું). આએ હાલત વિષે શિખાઉને તેનાં દીલથીજ ખાત્રી થાય છે કે પોતાને લગતી ખાકી મુરાદો, બક્ષેશો વગેરેમાં કાંઇજ દમ નથી. આ હાલતને વળી ખરૂં શું અને ખોટું શું, સત્ય કયું અને અસત્ત કયું, જાથુકનું શું અને હંમેશ ફેરવાતું શું, તે વિષે જાણવાને લગતી હાલત પણ કહે છે. એ પ્રમાણે શીખવાને માટે લાંબા વખત સુધી ઘણા કડવા અને સખ્ત અનુભવોથી તાલીમ લેવી પડે છે; યાને ખુદ દુનિયાં સંસારમાં મલતા અનુભવથીજ એ દુનિયાંની જુઠી માયા વિષે વધારે ને વધારે ખાતરી થતી જાય છે. આ હાલત માર્ગની શરૂઆતમાંજ હોવી જોઇએ એ દેખાઇતું છે, કારણ કે જ્યાં સુધી એક માણસ પોતાનાં ખરાં દીલથી મીનોઇ ચીજો ઉપર ભાવ રાખવાને અને દુનિયાંને લગતી મોજ–શોખ ઉપરથી દીલ ઉઠાડવાને પક્કો ઠરાવ કરે નહીં ત્યાં સુધી તે ખરેખર ખરા માર્ગમાં દાખલ થઇ શકેજ નહીં. અને આવો ઠરાવ કરવાનું તેજ શખસને દીલ થાય છે કે જે પોતાની ખાસ અકલેથી યાને બુદ્ધિથી જાથુકની મીનોઇ જીંદગીને ખાકી યા તકલીદી જીંદગી કરતાં ઘણીજ ચઢતી ગણે. આ સમજને હીન્દુઓ “ વિવેક ” ને નામે ઓળખે છે, અને મી૦ સીનેટ એને ‘ ભીત્તરનાં આત્મા તરફ વફાદારી ’ એવી રીતે ઓળખાવે છે.

૨. પરીકમ્મ ( કામને માટે તૈયારી ). આ તબક્કામાં શિખાઉ યાને ઉમેદવાર ખરાંને ખાતરજ ખરૂં કરવાને શીખે છે, અને તેનાં કાંગથી તેને આ દુનિયાંમાં કે બીજી દુનિયાંમાં કાંઇ લાભ થશે કે નુકશાન થશે, તેની કાંઇજ ખાહેશ કે દરકાર વરીક તે રાખતો નથી, જેમ પૂર્વ તરફનાં શાસ્ત્રોમાં લખ્યું છે તેમ તે પોતાના કામનાં પરિણામથી તદન બેદરકાર રહે છે, યાને તેનું કામ સફળ થયું તો તેથી તે ઘણોજ હરખાઇ જતો નથી, અને અગર તેનું કામ નિષફળ થયું તો તેથી તે નીરાશ થઇ મુજાતો નથી. જે કોઇ પેહેલા તબક્કા પ્રમાણે વર્ત્તણૂક ચલાવે છે તેનાં મનની કુદરતી રીતેજ આવી અલીપ્તપણાની યાને બેદરકારીની હાલત આવે છે. કારણ કે જ્યારે એક ઉમેદવારની દુનિયાંની નેઆમતોનાં પોકળપણા માટે ખાતરી થાય છે ત્યારે તેવી દુનિયાંઇ ખાહેશો મેળવવા માટે તે આરજુ રાખતો નથી, અને જ્યારે સ્વપ્રકાશીત આત્મા યાને ભીત્તરમાં બેઠેલા અહુરમજદનો

સહેજ પણ પડછાયો ઉમેદવારનાં અંતઃકરણ ઉપર પડે છે ત્યારથી તેને ખોદા, ખોદા, ને ખોદાજ ભાવે છે, અને તેની સાથેજ તેનું દીલ બાઝે છે, અને તેથી બીજી દરેક ચીજ અને નેઆમતોને તે તેનાંથી ઉતરતી ગણે છે. આવાં ચઢતાં પ્રકારનાં અલીપ્તપણાને હિન્દુઓ "વૈરાગ્ય" ને નામે પીછાણે છે.

૩. ઉપચારો (લક્ષણ અથવા ચાલચલણ). આ હાલતમાં ૭ સદગુણો જેને હિન્દુઓ "ષટ સમ્પતી" ને નામે ઓળખે છે તે સંપાદન કરવા જોઇએ; યાને તે ૭ એ સદગુણો મેળવવા જોઇએ. તે ૭ સદગુણોને પાલી ભાષામાં નીચે પ્રમાણે જણાવેલા છે:

(ક) સમો (શાંતી). મનની ઉપર કાબુ મેળવ્યાથી જે કાંઇ વિચારની સફાઇ અને શાંતપણું આવે છે તે આ સદગુણ છે. આ સદગુણ મેળવવો ઘણોજ બીકટ છે, તે છતાં તે અગત્યનો છે, કારણ કે જ્યાં સુધી મન સદબુદ્ધિ (will) નાં હુકમ પ્રમાણેજ ચાલવાને શીખે નહી ત્યાં સુધી તે ભવિષમાં મહાપુરૂષ મહાત્માનાં કામને માટે સંપુર્ણ હથીયાર થઇ શકે નહીં. આ સદગુણ ઘણોજ ગ્રાહી અને બહોળો છે, અને તેનામાં સ્વકાબુ અને શાંતપણું એ બનેનો સમાવેશ થઇ જાય છે, જે સદગુણો આકાશી ભુવન ઉપર કામ કરવાને જરૂરના છે એમ આગળ ૬૪ માં પ્રકરણમાં જણાવવામાં આવ્યું છે.

(ખ) દમો (વાચા અને કામ ઉપર કાબુ). જેમ ઉપર કહ્યું તેમાં વિચારની સાથે જબાન અને કાર્ય એ બન્નેને પણ કાબુમાં રાખી, ચોખ્ખા અને નિર્મળ રાખવાં જોઇએ. જો વિચારને એ પ્રમાણે કાબુમાં રાખી ચોખ્ખો રાખીએ તો વાચા અને કામ પોતાની મેળે જરૂરજ ચોખ્ખાં થવાનાં.

(ગ) ઉપરતી (અટકવું). ચોકસ ધર્મમાં ફરમાવેલી ક્રિયાઓ કે કાનુનો તદનજ ખરાં છે, અને બીજા કાનુનો ખોટા છે, વગેરે જે કાંઇ સ્વમતાભિમાન, અને પોતાના ધર્મને લગતું અભીમાન, અને બીજાના ધર્મ તરફ તીરસ્કાર, વગેરે અજ્ઞાનપણાથી ઉપજતી લાગણીઓથી અટકવું. આ સદગુણથી ઉમેદવાર વિચાર આચારે સ્વતંત્ર થતો જાય છે, અને તેથી તેની ચઢતા પ્રકારની સરખી નજરે સઘળે ઠેકાણે જોવાની ઉદાર સમબુદ્ધિ ખીલે છે.

(બ) **તીતીખા** (તીતીક્ષા) (ખમવું, સહનશીળતા અથવા ક્ષમા કરવી). એ સદગુણ એવો છે કે જેની રૂએ ઉમેદવાર તેનાં ઉપર આવતી કે જાનતી સઘળી હોનારત શાંતીથી સહેવે છે, કારણ કે તે સમજે છે કે જે કાંઇ તેની ઉપર વીતે છે તે તેનાં આગલા કર્મોને સબબેજ છે, અને તેથી કરીને જ્યારે પ્રસંગ આવે ત્યારે દુનિયાંને લગતી કાંઇ ચીજો કે હાલત તેની પાસેથી છીનવી લેવામાં આવે ત્યારે તે માટે તે ગમ કે દલગીરી પકડતો નથી. વળી એ સદગુણ એવી પણ હાલત દર્શાવે છે કે જ્યારે ચેલાને કોઇથી કાંઇ નુકશાન પોંહચે, કે તે બેઇજત થાય કે તેને અપમાંન થાય, ત્યારે તે પણ સઘળું શાંતીથી સોસે, અને ખમે, અને તેમ નુકશાન કે બેઇજત કરનારને ચોખ્ખાં દીલથી ક્ષમા કરે, કારણ કે તેનાં આગલાં કર્મો ખલાસ થવાને માટેજ સામા માણસને કુદરતે કેવળ એક હથીઆર તરીકે તેના સંબંધમાં વાપર્યો છે.

(ક) **સમાધાન** (એકાગ્ર ચિત). સમાધાન એક મનની એવી હાલત છે કે જેથી મન કોઇ એકજ સારી બાબદમાં વળગેલું રહે, અને આસપાસ આવતી લલચાવનારી ચીજો તરફ ખેંચાઇ નહીં જાય. આ સદગુણ આગળાં પ્રકરણમાં એકચિત વિષે બોલવામાં આવ્યું હતું તેને મલતો છે.

(ચ) **શ્રદ્ધા** (એકીન, ઇમાંન). પોતામાં અને પોતાનાં ગુરૂ યાને મીનોઇ જ્ઞાન આપનાંર ઉસ્તાદમાં સાબેત એકીનને શ્રદ્ધા કહે છે. ગુરૂમાં સાબેત એકીન એટલે કે દીલથી આપણી ખાતરી થવી જોઇએ કે આપણો જે કોઇ સદગુરૂ છે તે આપણને શીખાડવાને માટે તદન સામર્થવાન છે; અને પોતામાં એકીન તે એ કે ઉમેદવારે બેએકીન જાણવું જોઇએ કે ખુદ તેની પોતાની અંદર પણ અતિષ્ય શકિતવાન અને સામર્થવાન આત્માનું ગોહર છુપાયલું છે, અને તેને પીછાણવાને માટે જ્યારે મેહનત લેવામાં આવશે ત્યારે તે ગોહરનાં પ્રકાશનાં પ્રતાપથી ઉમેદવાર પોતે પણ પોતાનાં ગુરૂનાં જેવાંજ મહાપ્રતાપી કાંમો બજાવાને શકિતવાન થશે.

૪. **અનુલોમા** (પૂઠે આવતું ફળ). ઉપલા ત્રણ તબક્કાઓ પસાર થયા પછી કુદરતી રીતેજ જે પરિણામ આવે તેને અનુલોમાં કહે છે. એ હાલતમાં દુનિયાંદારીની જંજાળમાંથી છુટવાને ઘણીજ મજબુત ઇચ્છા થાય છે, અને જે કાંઇ મીનોઇ છે તેમાંજ હર હમેશ રેહવાને ઘણીજ જીજ્ઞાસા થાય છે. એ હાલતને હિંદુઓ 'મુમુક્ષત્વ' કરીને કહે છે.

૫ ગોત્રભુ (ખરામાર્ગમાં દાખલ થવા માટે ઉપદેશ લઇ તેમાં દાખલ થવાનો વખત). આ હાલતમાં ઉમેદવાર આગળ મેળવેલા સઘલા સદગુણો ગોયા પાછા સંઘરી તેમાં પોતે મજબુત અને કાયમ થાય છે, કે જે વડે તે હવે પછીનો તબક્કો જે ખાસ માર્ગ કહેવાય છે તે ઉપર ટટાર ચાલવાને શક્તિવાન થાય છે, અને તેમ તે માર્ગમાં દાખલ થયા પછી તે "ઉમેદવાર" ને નાંમે નહીં પણ "સ્વીકારેલો ચેલો" અથવા પસંદ કીધેલો સાગેર્દ એવે નાંમે ઓળખાય છે. આ પગથીયાંપર આવ્યા પછી તુરતજ બીજાં પગથીયાંપર ચઢવાની ક્રિયા [ દીક્ષા ] થાય છે. ગોત્રભુ કોણને કેહેવો ? એનો જવાબ ગોતમ બુધે આ પ્રમાણે આપ્યો હતો: 'જે માણસે એવી હાલતો મેળવેલી હોય કે જે પછી તેને વધારે પવિત્ર કરવાની ક્રિયાઓ શરૂ થાય છે તેને ગોત્રભુ કહે છે.'

પવિત્ર માર્ગ ઉપર ચાલવાને માટે જે જ્ઞાનની જરૂર હોય છે તે જ્ઞાનને ગોત્રભુ-જ્ઞાન કહે છે.

આપણે ટુકામાં શરૂઆતનાં ઉમેદવારી માર્ગનાં પગથીયાંઓ તપાસી આવ્યા છીએ, અને હવે જે આપણે એનાં સંબંધમાં કહ્યું હતું કે એમાં દર્શાવેલા સઘળા સદગુણો સંપાદન કરવાજ જોઇએ એમ નથી, તે માટે લગાર વિવેચન કરીએ. મી૦ મોહીની કહે છે કે: "જો આ સદગુણો પુરેપુરા સંપાદન કરવામાં આવ્યા હોય તો, એકજ યાને તેજ જન્મમાં સંપુર્ણ મહાત્મા બની શકાય છે." પણ „એમ બનવું ખચીતજ મુશકેલ છે. હવે આ સદગુણો સંપાદન કરવા માટે ઉમેદવારને ચાલુ કોશેશ કરવી પડે છે, પણ એમ નહીં સમજવું કે આ સદગુણો જ્યારે પુરેપુરા સંપાદન કરવામાં આવે છે ત્યારેજ દરેક અને નવા યાને ચઢતા તબક્કામાં લઇ જવામાં આવે છે. વળી એમ પણ કાંઇ નથી કે આ સદગુણો એક પછી એક હાથમાં લઇને તે અખત્યાર કરવો જોઇએ. ઘણી વેળા તો એમજ બને છે કે આ બધાજ સદગુણો એકી વખતે સામટા હલવે હલવે ખીલવવામાં આવે છે.

તેથી આટલી વાત તો દેખીતીજ છે કે કોઇ પણ માણસ આએ તબક્કાઓ અને મીનોઇ માર્ગની હસ્તી વિષે ખબરદાર થાય તે આગમચ એ સદગુણોમાંનાં ઘણાએકમાં તે પુરવીણ થવો જોઇએ, જે બનવા જોગ છે;

અને બેશક કોઇ પણ ભલો ખ્રીસ્ટી તથા કોઇ પણ આપએખત્યાર વિચારવાળુ માણસ એ માર્ગમાં દર્શાવેલા સદગુણો મધેનાં જો થોડા ઘણા પણ સંપાદન કરે તો પછી તેને આ માર્ગમાં દાખલ થવાને, અને તેમા ઝડપથી આગળ વધવાને, વીલંબ લાગતો નથી, પછી તેણે ગુપ્ત જ્ઞાન વિષે પોતાની આખી જીંદગીમાં એક બોલ પણ સાંભળ્યો નહી હોય તો શું થયું. ત્યાં મે આ બે વર્ગ—ખ્રીસ્ટી અને આપએખત્યાર મતવાળા વિષે સુખ કરીને કહ્યું તેનું કારણ એ છે કે એ બે પંથો સિવાય બીજા ઘણાખરા સઘળા ધર્મોમાં ગુપ્ત જ્ઞાન વિષે ઇસારો કરવામાં આવેલો છે, તેથી કરીને તે ધર્મોમાંથી કોઇ પણ જ્યારે તે ધર્મને લગતાં બહાર પાડેલાં શિક્ષણુથીજ નહીં ધરાતાં, કાંઇ તેનું વિષેશ અને બાતેન જ્ઞાન, અને જે કાંઇ ગુપ્ત રાખેલું હોય છે તે મેળવવાને અને ચઢતા પ્રરકારની અશો જીંદગી ગુજારવાને આરજુ રાખે છે, ત્યારે તેની ખાહેશ પ્રમાણે કાંઇ પણ તેને મલી શકે છે. પણ ખ્રીસ્ટી અને આપએખત્યાર વિચારવાળાઓનાં શિક્ષણમાં એવું કાંઇ ખુલું જણાવેલું ન હોવાથી ત્યાં એ બે વર્ગ વિષેજ ઇસારો કરવાની જરૂર પડે છે.

ત્યાં આપણને જાણવું જોઇએ કે આ ઉમેદવારીના માર્ગમાં કાંઇ ખસુસ ક્રિયાઓ [દીક્ષાઓ] ઘણીખરી હોતી નથી, છતાં એ માર્ગનાં વખતમાં સઘળી જાતની સઘળાં ભુવનો ઉપર તે ઉમેદવારની કસોટી અને પરિક્ષા ચાલુને ચાલુજ હોય છે, અને વળી બીજે વખતે જ્યારે તેમ કરવાને બની આવે ત્યારે તેને હીંમત આવે તેવો અનુભવ પણ દેખાડવામાં આવે છે, અને તેવીજ તેને સુચના અને મદદ પણ કરવામાં આવે છે. આપણે ઘણી વેળા દીક્ષા [initiation] શબ્દ અનિશ્ચિત યાને ઢંગધડા વગર વાપડીએ છીએ. દાખલા તરીકે જ્યારે કાંઇ સાધારણ કસોટી કે પરિક્ષામાંથી ઉમેદવાર પસાર થતો હોયે ત્યારે તેના અનુભવને પણ દીક્ષા [initiation] સમજવામાં આવે છે, પણ તેમ સમજવું ભુલ ભરેલું છે. ખરૂં પુછાવતાં ખરી દીક્ષા (initiation proper) તો ત્યારેજ થાય છે કે જ્યારે ઉમેદવારી માર્ગમાંથી શિખાઉ સલાંમતી સાથે પસાર થઇ આવે છે. ત્યારે કાંઇ ગંભીર ક્રિયા સાથે ચઢતા તબક્કામાં તે શિખાઉને તે માર્ગમાં દાખલ થનારાઓ ઉપર જે કોઇ મોટો સદગુરૂ ઉપરી હોય છે, તેનો કોઇ આગેવાન સ્વીકારેલો અધિકારી ચોક્કસ સબક અને જ્ઞાનની ચાવી આપી તે મીનોઇ માર્ગમાં દાખલ કરે છે, કે જે તબક્કા ઉપર આવ્યાથી તેને મલેલી જ્ઞાનની ચાવીનો

ઉપયોગ તે શિખાઉ—કે જે હવે સ્વીકારેલો ચેલો અથવા પસંદ કીધેલો શાગેર્દ એવે નાંમે ઓળખાય છે,—તે કરે છે.

માટે ખરી દીક્ષા આ ખરા માર્ગની શરૂઆતમાં અને ત્યાર પછીનાં તબક્કાઓમાં થાય છે, કે જે ખરા યાને ખાસ માર્ગ અને તેના તબક્કાઓ વિષે આપણે હવે પછીનાં પ્રકરણમાં બોલીશું.

## પ્રકરણ ૧૬ મું.

## ખરો યાને ખાસ માર્ગ.

ખાસ માર્ગના આ ભાગના ચાર તબક્કાઓમાં દશ "સામયોજના" અથવા બેડીઓ—કે જે માણસને જન્મ મરણનાં ચક્રમાં બાંધી રાખે છે, અને જેને લીધે નીર્વાણ પદ અથવા અહુરમજદ સાથે એકત્ર કરનારી પવિત્ર હાલત મેળવવાથી પછાત રાખે છે,—તે બેડીઓને તોડી નાંખવાની છે, યાને તેઓને ફેંકી દઇ તેનાં બંધનમાંથી છુટા થવાનું છે.

શરૂઆતના ઉમેદવારી કરવાના માર્ગ અને આ ખાસ માર્ગ વચ્ચે જે કાંઇ તફાવત છે તે એજ બાબદને માટે છે, હવે એ બેડીઓને કાંઇ સેહજ તોડી, નહીં તોડી, એવી રીતે ઢીલુ રેહવાનું નથી; હવે તો જરૂરજ મેહનત ઉઠાવી તે બેડીઓ તોડવીજ પડે છે. ચેલો એક તબક્કામાંથી બીજા તબક્કામાં જવાને લાયક થાય તે અગાઉ આ બેડીઓ મધેની કેટલીએકોથી તેણે સદંતર મોકળો થવુંજ જોઇએ. જ્યારે આ બેડીઓનુ, અથવા તો દુનિયાંની માયા સાથે બાંધી રાખનારાં વિષઇ બંધનોનું, આગળ બેયાન કરવામાં આવશે ત્યારેજ માલમ પડશે કે એ બંધનોથી મોકળા થવા માટે કેટલો બધો લાંબો વખત લાગશે, અને એજ સબબને લીધે કેટલીક પવિત્ર કેતાબોમાં લખેલું છે કે એક ચેલાને આ માર્ગમાંથી પસાર થઇ સંપુર્ણ મહાત્મા પદ ઉપર આવતાં સાત જન્મોનો વિલંબ લાગે છે.

આ ચાર પગથીયાં અથવા તબક્કા મધેનો દરેક વળી ચાર ચાર ભાગમાં વેંહચાએલો છે. કારણ કે દરેકમાં, **પહેલાં** તો, એક રસ્તો

અથવા ઉપાય હોય છે કે જે વડે તે ચેલો પોતાની માયાવીક જાલોને તોડવાની કોશીશ કરે છે. **બીજું** તો, તે તબક્કાનું ફળ અથવા પરિણામ હોય છે, તે ચેલાને પોતાની કોશીશ દરમ્યાન માલમ પડતું જાય છે કે તેની કોશીશનું ફળ તેને તુરતને તુરત મલતુ જાય છે, યાને તેની તે બંધનમાંથી મોકળો થવાની દીલની મક્કમ ખાહેશ અને મેહનતનાં પ્રમાણમાં તે પોતાને મોકળો થતો જુવે છે.* **ત્રીજું**, તે કામની સંપુર્ણતા હોય છે, યાને આ પ્રમાણે ધારેલી નેમ પ્રમાણે બંધનમાંથી મોકળા થવાનું પરિણામ નીપજે છે ત્યારે જે માર્ગ ઉપર ચેલો હોય છે તે માર્ગને લગતું મીનોઇ અને બીજું કાંમ સંતોષ કારક રીતે બજાવવાને તે મોકળો થાય છે. **ચોથું**, ગોત્રજુ, જેનો અર્થ આગળ સમજાવવામાં આવ્યો છે, તે તબક્કા ઉપર યાને મીનોઇ દિક્ષા (initiation) માં દાખલ થવાનો યોગ્ય થાય છે. તે તબક્કા આ પ્રમાણે છે:—

૧ લો, **સોતાપતી અથવા સોહન.**—જે ચેલો આટલે દરજ્જે આવે છે તેને "સોતાપતી" (શ્રોતાપતિ) અથવા "સોવાની" એવે નાંમે ઓળખવામાં આવે છે. તે મીનોઇ દરીઆનાં નાળાંમાં આવી ચુકો છે; કારણ કે, એમ કહેવામાં આવે છે કે, જ્યારે એક સાગેર્દ એટલે દરજ્જે પોંહોચે છે ત્યારે, જો કદાચ તે મીનોઇ માર્ગમાં જલદી આગળ વધવામાં લગાર ઢીલ કરે કે સુસ્ત બને, યા તેવી લગાર ઓછી ગદલી માયાની જાલમાં સેહજ લપટાયલો રહે, તોપણ તે છેક પાછો મીનોઇ માર્ગથી એકદમ ફસલી પડી સદંતર ખાકી અને માયાવીક જીંદગીને બાઝી પડી પાછો અસલ જેવો સંસારી બની જતો નથી. તે સાગેર્દ માણસનાં મીનોઇ માર્ગનાં પ્રગટીકરણનાં રોહમાં એક એવા ચઢતા મીનોઇ તબક્કા ઉપર આવી પોંહચ્યો છે કે જે તબક્કા ઉપર સાધારણ સઘળાં આદમીઓ આવતા ચકરાવામાં અથવા મોટા જમાનાની વચગાલે જરૂર આવશે, સિવાય કે તેઓમાંનાં કેટલાક પોતાની અત્યંત સુસ્તીને સબબે તેટલાં આગળ વધવાને પછાત પડી જાય છે, અને તેથી તેમની તે થોડાક વખતની નિષફળતાને લીધે આગળ વધવાને તેઓને ત્યાર પછીથી આવતી દુનિયાંની દોરી પુરી થાય, અથવા જમાનાંનો ચકરાવો પુરો થાય, ત્યાં સુધી થોભવું પડે છે.

---

* શરૂઆતના વખતમાં કોશીશનુ ફળ ઘણું કરી માલમ પડતું નથી; તેથી વારેવાર ચેલાઓ અસંતોષથી અથવા નાસીપાસીથી પાછા હઠે છે.

જે સાગેર્દ આ દરજ્જે આવી પોંહોચ્યે છે તે સાધારણ લોક કરતાં એક આખા ચકરાવાથી અથવા સાત ગ્રહનાં ચક્રનાં વીસ્તારથી, આગળ વધેલો હોય છે; અને તેમ થવાથી તે આ હાલના પાંચમાં ચકરાવાના વમળમાંથી પાછો પશ્ચાત ફેંકાવાથી સલામતીથી બચી શકયો છે. તેથી કરી તેવા પુરૂષને કોઇ વેળા "તારણ" થયલો, "મુક્તિ" પામેલો, અથવા "બચી ગયલો" (saved), યાને આ જીંદગી પામેલો એમ પણ કહેવામાં આવે છે. આ વિચારને લગતી કાંઇ ગેર સમજને આધારેજ ખ્રીસ્તી પંથનાં એક ભાગે "મુક્તિફોજ" જેવી કાંઇ વિચીત્ર હીલચાલ ઉભી કીધી છે. "જમાનાઓની મુક્તિ" (æonian salvation)નો અજ્ઞાન લોક જે એમ અર્થ કરે છે કે તે "હમેશના આજાબ" માંથી બચાવે છે, તેમ તેની સમજ નથી, પણ તેની ખરી સમજ એમ છે કે આગળ વધવાનાં મીનોઇ માર્ગનાં વખતમાંથી સુસ્તીથી બાહર રહી જતાં બચી જવું, યાને વિષઇ બંધનમાંથી મુકત થવું. એથેનેસીઅન પંથમાં જે એમ જણાવામાં આવ્યું છે કે જેઓએ મુકત થવું હોય તેઓએ કેથોલીક યાને સામાન્ય એકીન પેહલાં રાખવું જોઇએ, તેનો ભીતરનો અર્થ પણ ઉપર પ્રમાણે વિવેકથી વિષઇ બંધનમાંથી છુટા અને મુક્ત થવાનોજ થાય છે. આ તબક્કામાંથી ચેલો આગળ વધી બીજા દરજ્જામાં દાખલ થાય તે આગમચ તેણે નીચલી બેડીઓ તોડવી જોઇએ:

(૧) અહંકાર, મારૂં મારૂં કરવાની ખાસીઅત.

(૨) શક, શંકા, ઢચુ પચુ વિશ્વાસ.

(૩) વહેમ, ધર્મ ઘેલાઇ, ધર્માંધપણું; ખોટો વહેમ.

ઉપર કહેલી ત્રણ બેડીઓમાંથી પેહેલી જે "મારૂં, મારૂં," કરવાને લગતો અહંકાર છે, અને જે ખોટી દુનિયાંની માયાને લીધે ઉભરી આવ્યા કરે છે, તે બેડીને આ ખરા મીનોઇ માર્ગમાં આગળ વધીએ તે આગમચ સદંતર મૂળમાંથી કાઢી નાંખવી જોઇએ. વળી એ બેડીને કાઢી નાંખવી એનો બીજો અર્થ એમ પણ ખુલ્લો થાય છે કે ખુદ આપણું પોતાપણું પણ જે કાંઇ સર્વજ્ઞ, અને સર્વ વ્યાપક ખોદાઇ હસ્તી છે, જેની આલીંગનમાં સઘળું આવી જાય છે, તેની સાથે એકજ છે: અને તેથી કરીને તે મૂળ હસ્તીની સઘળી પેદાએશોથી ઉલટી રીત આપણાથી અખત્યાર થાય નહી: તેઓનાં કાયદામાં આપણો કાયદો જોવો જોઇએ—અને ખચીત મીનોઇ માર્ગમાં એક એવો નીયમીત કાયદોજ છે કે જેમ જેમ તમે બીજાંને આગળ વધારવાને કોશેશ કરો તેમ તેમ તમે પોતે આગળ વધતા જાઓ છો'

સાગેર્દ આ સોતાપતીનાં દરજ્જા ઉપર છે તેની પેહલીજ નીશાંની અને મોહુર તો એજ છે કે તે મનસ યાને મનની ઉપરનું ભુવન અથવા તબકકો જેને આપણે બુધ્ધીને નાંમે ઓળખીએ છીએ તે તબક્કા ઉપર દાખલ થાય છે. તે શરીરમાં જીવવાને બદલે બુદ્ધિ યાને ડહાપણમાં રહેવા માંડે છે. કદાચ ઉસ્તાદની મદદથી તે સાગેર્દ હજુરતો આ બુદ્ધિને લગતાં મહાપ્રતાપી તબક્કાનાં એકાદ છેલાં અને ઉતરતાં પગથીઆં ઉપર જવાને શકિતવાન થયો હોય તે છતાં તે ઇશ્વરી રોશનીનો તેટલો પણ ભાગ્યવાન સ્પર્શ કાંઇ એવો તો ખુબીવંતો હોય છે કે તેની ખુબી અને ફાયદો કદી ભુલાઇ જવાતો નથી. તેને પ્રતાપે કાંઇ નવીજ દુનિયા તે સાગેર્દની આગળ રજુ થાય છે, અને તેનાં આચાર વિચારમાં મોટો ફેરફાર થઇ જાય છે, અને તેમ થાય છે ત્યારેજ તે પેહેલી વખતે જાતી અનુંભવથી પોતે એક ખાસ હકીકત પ્રમાણે જાણી શકે છે કે દુનિયાંની દરેક ચીજ અને પેદાયશ એક છુપી મીનોઇ શકિતથી જોડાયલી છે, જે ખેયાલ પેહેલાં તે માત્ર એક ખાલી મગજની અકલથી સમજતો હતો, પણ હવે તે પોતાનાં ખરાં જ્ઞાનથી અને ખાતરીથી જોવા અને જાણવા પાંમ્યો છે;—ત્યારેજ તે જે દુનિયાંમાં વસે છે તે દુનિયાને લગતું કાંઇક **ખરૂં જ્ઞાન** પહેલ વેહલાં મેળવવાને શકિતવાન થાય છે; અને ત્યારેજ તેનાં મનમાં સેહજ ખેયાલ અને ભાસ થાય છે કે મહાકૃપાળુ સદગુરૂઓનો પ્યાર અને મોહબત કેવી રીતની હોય છે.

બીજી બેડી માટે એક શબ્દ સાવચેતી તરીકે જણાવવાની જરૂર છે. જેઓ યુરોપ ખંડને લગતી તાલીમ અને વિચારોમાં ઉછરેલા છે તેઓમાં કમનસીબે એવો વિચાર પ્રસરેલો છે કે ચેલા અથવા સાગેર્દ થનારને કાંઇ ચોકસ વાદ અથવા મતનો અંગીકાર કરવોજ જોઇએ, યાને તે તેમને માનવુંજ જોઇએ. તેઓ એમ તો સમજે કે ગુપ્ત જ્ઞાનમાં પણ શક લાવવાથી માર્ગમાં અડચણ પડે છે, અને એટલા માટે તેઓ સાધારણ ચાલુ યાને હૈયાત ધર્મોનાં તેવાં વેહમ ભરેલાં મતો અને વાદો પ્રમાણેજ ગુપ્ત જ્ઞાનને લગતા કાયદાની પણ તુલના કરે છે, યાને તેને પણ તેવોજ ગણે છે, પણ તેમાં તેઓ મોટી ભુલ કરે છે.

ખરી વાત છે કે કેટલીક બાબદમાં શક હોવાથી યાને અચોકસપણું રેહવાથી મીનોઇ માર્ગમાં આગળ વધવાને અડચણ પડે છે, પરંતુ તે શક અથવા અચોકસપણું દૂર કરવાનો ઇલાજ આંધળું એકીન યાને સમજમાં

નહીં ઉતરે તેવી બાબદ પણ માના લેવી, તે નથી, જો તેમ બને તો ઉલટી તે એક બેડીજ કહેવાય જે વિષે અહીં કહેવામાં આવશે. પરંતુ ખરાં જ્ઞાનથી અને જાતી અનુંભવથી, અને ગણીતનાં જેવી ખુલ્લી અક્કલથી તે બાબદ શીખી જાણીને તે શક અથવા અચોકસપણું દૂર કરવું જોઇએ. જો એક બચ્ચું ગુણાકારનાં કોષ્ટક બાબે શક બતાવે તો તેનાંથી ચઢતા પ્રકારના ગણીતને લગતું જ્ઞાન મેળવી શકાય નહીં; પણ તે બચ્ચું જેમ જેમ સમજતું થાય અને અનુભવ અને જ્ઞાનથી તેની ખાતરી થતી જાય કે કોષ્ટકમાં માંડેલી ગણતરી ખરી છે, તો પછી તેનો તે બાબેનો શક અને અચોકસપણું સંતોષ કારક રીતે નીકળતું પણ જાય. ત્યાર પછી તે બચ્ચું ખાત્રીથી માને છે કે 'બે દુ ચાર' જ હોય છે, અને તે કાંઇ તેનાં ખાલી માનવાથી નહીં, પણ તેનાં જ્ઞાનથી તેને તે ખરીજ હકીકત જેવી લેખે છે, ગુપ્ત જ્ઞાનને લગતો શક અને અચોકસપણું દુર કરવાને માટે પણ એવીજ અને તેજ એકલી રીત હોય છે.

આ શક કર્મ અને પુનર્જન્મને લગતાં સિદ્ધાંત માનવાંને લગતો, અને આ પવિત્ર માર્ગ હાંસલ કરવાથી જે કાંઇ ભલાંમાં ભલું છે તે મેલ-વાય છે એવી ખાત્રીને લગતો છે. તેથી એ શકની બેડી તોડવી તે એજ કે શાગેર્દે ખાસ પોતાનાં પેહલે હાથેજ મેલવેલાં અનુભવી જ્ઞાનથી, કે ગમે તો સાદી વિચારવંત અક્કલથી પોતાનાં દીલથી ખાતર જમા થવું કે એ કર્મ અને પુનર્જન્મનું સિદ્ધાંત તદ્દન કુદ્દરતી, માઆકુળ, અને ખરૂંજ છે.*

ત્રીજી બેડી બહારની ક્રિયાઓથી અંતઃકરણ શુદ્ધ અને ચોખું થાય છે એવા વિચારો અને ભુલો છે, જે સાગેર્દે તરક કરવા જોઇએ. જે એ બેડી તોડી નાંખી શકે છે તેજ પોતાની ઉપર મુસ્તાક રહી શકે છે, અને બીજી બહારની ચીજો ઉપર આધાર રાખતાં શીખતો નથી, તેમજ કોઇ પણ બાહરનાં ધર્મનાં ખાલી ખોખાં ઉપર પણ તે હવે વધુ વાર લટકી રહેતો નથી.†

* આ સબબને લીધે જો કે કેટલાક જાહેર તરીકાઓમાં એ સિદ્ધાત ખુલ્લુ દેખાતું નથી, તે છતાં સઘલા બાતેન તરીકાઓમાં તો કર્મ અને પુનર્જન્મનું સિદ્ધાત ખુલ્લે ખુલ્લુ મળે છે. સુફીજમ, રોજીક્રસીયનીજમ, હરમેટીજમ, પ્લેટો-નીજમ, ઇત્યાદી સર્વે બાતેન તરીકાઓ પુનર્જન્મ માન્ય રાખે છે.

† હવે તે તરતાં શીખ્યો છે તેથી બહારના જાહેર તરીકાની [જાહેર ધર્મની] તેને થોડીજ જરૂર છે.

ઉપર કહેલી ત્રણ બેડીઓ એક પછી એક અનુક્રમે આવે છે. ખાકી અને તકલીદી 'હું પણું' શું છે અને હમેશાં બાથુક રહેતું અમર તત્વ–મીનોઇ આત્મા–એ શું છે, એ બને વચેનો તફાવત માલમ પડ્યો કે કેટલેક દરજ્જે પુનર્જન્મને લગતી બીના સેહજ ધ્યાનમાં ઉતરે છે, યાને એ મતને માટે દીલથી એકીન આવવા માંડે છે; અને જ્યારે એમ થયું કે હમેશાં જન્મ લેનાર જે ભીતરનો જીવાત્મા તેનાં અમરપણા વિષે સેહજ પણ શક ન રહેવાથી, તે ભીતરનાં આત્મામાંથી નીકળતાં મીનોઇ શિક્ષણ ઉપરજ મુસ્તાક રહેવાને શક્તિ અને હીંમત આવે છે, અને જ્યારે આવી ચઢતા પ્રકારની મીનોઇ શક્તિનાં મીનોઇ–ખરાં જ્ઞાનની જેને બાંહેધરી મલી, તે પછી બહારથી આવતો ખાલી વેહમ અને ધર્મઘેલાઇ વગેરે નાંપાયદાર મતોને સ્વીકારે નહીં, તે તદન વાસ્તવીકજ છે.

૨ જો, **સક્રદાગામી.**—જે સાગેર્દ બીજા તબકા ઉપર આવી પોંહચ્યો છે તેને 'સક્રદાગામી' યાને "એકજ વાર ફરી આવનાર"ને નાંમે ઓળખવામાં આવે છે. એનો અર્થ એ કે જે સાગેર્દ આ દરજ્જે પુગેછે તેને સંપુર્ણ અશો બનાવાને હવે માત્ર એકજ જન્મની જરૂર છે. આ તબકા વખતે શાગેર્દને કાંઇ બીજી બેડીઓ તોડવાની નથી, પણ જે કાંઇ બેડી તોડી નાંખી હોય તેને લગતી હજુર કાંઇ કસર રહી ગઇ હોય તે તેને બારીકીથી તપાસીને કાઢી નાંખવી પડે છે. આ તબકા ઉપર સાગેર્દ ઘણો ખરો મીનોઇ તબકાનાં રૂહાની તેમજ ખાકી અક્કલનાં જ્ઞાનમાં ઘણો વધારો કરે છે.

મીનોઇ આત્મીક શક્તિઓ (જેવી કે દુર દરાજ જોવાની અંતર્દ્રષ્ટિ દૂર દરાજનું સાંભળવાની અંતર શ્રવણ શક્તિ) જો સાગેર્દમાં આગળથી પ્રગટ થયલી ન હોય તો આ તબકા ઉપર ખીલવવી પડે છે; કારણ કે તે શક્તિઓ વગર હવે પછી તેને આપવામાં આવતું મીનોઇ જ્ઞાન તેનાંથી મેળવી શકાતું નથી, તેમજ તે શક્તિઓ વગર તેનાંથી માણસ જાત માટે કરવામાં આવતાં મહાભારત ભલાં કામમાં ભાગ લેવાને જે હવે ભાગ્યવાન થાય છે તે બજાવાને તે યોગ્ય થઇ પડતો નથી. ખાસ જાગૃત હાલત વેળાએજ તેને આકાશીક [astral] તબકકાને લગતું જ્ઞાન થવું જોઇએ, અને ઊંઘતી વેળાએ તેને બેહસ્તને લગતાં મુકાંમો યાને ભુવનો વિષે માહીતી મેળવવી જોઇએ. જ્યારે એક માણસ ખાકી શરીરનાં ખોળયાંમાં ઢંકાયલો હોય છે, ત્યારે તેને જે કાંઈ ભાન હોય છે તે ભાણુથી એક દરજ્જે વધારે ચઢતું ભાન તેનાં ખાકી શરીરમાંથી બહાર નીકળવા સાથે, યાને ખદ્દે બદન થવા સાથે, તે મેળવી શકે છે.

૩ જો, **અનાગામીન**—'અનાગામીન' તેને કહે છે કે જે ફરી જન્મ લેતો નથી. આ તબકકા ઉપર આવ્યાથી એક સાગેર્દ હવે પછીનો તબકકો મેળવવાને, ખુદ આજ તબકકામાં, પોતાની બાકી જીંદગીની હેયાતી વેળાજ શક્તિવાન થાય છે. આ તબકકામાં શાગેર્દ પોતાની ખીલેલી મીનોઇ શક્તિઓનાં પ્રતાપથી મીનોઇ બેહસ્તોને લગતી ઉમદા હાલતોની ખુશી પોતાની બાકી જીંદગીનાં કાંમો દરમ્યાન ભોગવે છે; અને જ્યારે રાત્રે સુતી વેળા તે પોતીનું શરીર છોડી જાય છે ત્યારે તેનુ રવાન બુદ્ધી જેવા અતી વિશાળ જ્ઞાન વાલાં અને શ્રેષ્ટ ભુવન ઉપર ગમન કરે છે. આ તબકકાના દરમીઆનમાં નીચે લખેલી બે બેડીઓમાંની જે કાંઇ કસરો રહેલી હોય છે તે સદંતર કાઢી નાંખે છે.

(૪.) **કામ રાગ.**—ખાકી ખાહેશ અને પ્યારથી ઉમજ થતી વિષઇ લાગણી અને લંપટ.

(૫.) **પતીઘ.**—ધુસ્સો અને અણગમાની દરેક શાખા.

જે સાગેર્દ આ બે બંધનો કાઢી નાંખવાને શક્તિવાન થયો છે તે હવે કદીબી ખાકી ઇંદ્રીઓનાં આવેશથી મમતા કે અણગમાનાં વમળમાં આવી શકતો નથી, તેથી ખાકી ભુવનને લગતી ખેંચાણુ કરનારી કે અધીરાઇ ઉપજાવનારી હાલતોથી તે મોકળો થઇ જાય છે.

'હાં પણ કાંઇ ગેર સમજુતી નહીં ઉઠે તેને માટે સાવચેત રહેવાની જરૂર છે. માણસની અંદર જે કાંઇ ચોખો અને નિર્મળ, અને ઉમદા પ્યાર યાને મોહબત છે, તે કદી નાશ પાંમતો નથી, પણ ગુપ્ત જ્ઞાનનાં શિક્ષણ હેઠળ તે ઘટવાને બદલે ઓર જ્યાદા વધતો જાય છે, અને તે એટલાં સુધી કે તે પ્યાર સઘળાં બળ સાથ હવે પોતાની આસપાસ સઘળાંઓ ઉપર પાંથરવા શીખ્યો છે. જે કાંઇ બને છે તે એજ કે સાગેર્દ જે કાંઇ પેહલાં પોતાનો પ્યાર પોતાનાં અંગત સગાં વાહલાંઓ ઉપરજ ઉગાડતો હતો, તે હવે તેવી એકલપેટી અને સ્વાર્થી મમતામાંથી મોકળો થઇ જાય છે, અને તેમ થવાથી તેનાં કામમાં અપક્ષપાતપણું અને ઇનસાફ સેહલાપથી જોવામાં આવે છે.

વળી ઉપરના લખાણુથી એમ સમજવું નહીં કે સાગેર્દનો પ્યાર આ પ્રમાણે બોહળો થવાથી તે હવે પોતાનો પ્યાર જે કોઇ તેના ખાસ સંબંધમાં હોય, કે જે તેના મિત્રો હોય, તેમનાં ઉપરથી ઓછો થતો જાય. આનંદા અને તેના ગુરૂ ગૌતમ બુદ્ધ વચે, તેમજ સેંત જોન અને તેના ગુરૂ જીસસ કાઇસ્ત વચે કેવો મજબુત અને સંગીન પ્યાર હતો તે હકીકત પુસ્તકોમાં

લગેલી છે. જે કાંઇ મીનોઇ ગાંઠ એક સદ્ગુરૂ અને તેમનાં ચેલાઓ વચે હોય છે તે દુનિયાદારીની સઘળી મિત્રાચારી અને ગાંઠો કરતાં ઘણોજ ચઢતો હોય છે. કારણ કે જે કાંઇ મોહબત મીનો-પવિત્ર માર્ગ ઉપર ખીલે છે તે મોહબત બે જાણકનાં જીવાત્માઓ વચ્ચે હોય છે, અને નહીં કે ખાકી તકલીદી પોતાપણા (personality) વચે; અને તેટલા માટે તે પવિત્ર પ્યાર ઘણોજ બરાબર અને હમેશનો હોય છે, કે જેમાં ઘટાડો કે ફેરફાર થતો નથી, કારણ કે તે એવો "સંપુર્ણ પ્યાર હોય છે કે જે દેહશતને કાઢી નાંખે છે."

૪ થો **અરહત**—માન પાંમેલો અથવા સંપુર્ણ અશો. આ પાએરીએ પોંહચેલો પુરૂષ ખાકી શરીરને લગતી જાગૃત હાલતમાં પણ બુદ્ધિ ભુવનને લગતો અનુંભવ હંમેશાં ચાખે છે, અને ખાકી શરીરમાં રહી પોતાની સઘળી ચઢતા પ્રકારની શક્તિઓનો ઉપ્યોગ પણ કરી શકે છે. જ્યારે તેવો પુરૂષ ઉંઘતી વેળાએ કે સમાધી વેળાએ પોતાનું શરીર છોડી જાય છે ત્યારે તે એકદમ વર્ણન નહીં થઇ શકે એવાં ખુબી ભરેલાં ઇશ્વર પદનાં ભુવનમાં દાખલ થાય છે. આ તબકકા ઉપર આ ગુપ્ત જ્ઞાની છેલ્લી બાકી રહેલી પાંચ બેડીઓ નીચે દર્શાવી છે તેને લગતી સઘળી કસરો પોતામાંથી કાઢી નાંખે છે:

( ૬ ) **રૂપરાગ**—ખાકી દુનિયાંમાં કે બેહસ્તનાં મુલકોમાં કાંઇ ખુબ-સુરત કે કાંઇ પણ આકાર સહીત રેહવાની જીજ્ઞાસા.

( ૭ ) **અરૂપ રાગ**—આકાર વિનાની જીંદગીમાં રેહવાની ખાહેશ.

( ૮ ) **માનો**—મગરૂરી.

( ૯ ) **ઉધછછા**—ખળભળાત, ઉસ્કેરણી

(૧૦) **અવીજ્જો**—અજ્ઞાનપણું.

આ બાબદ ઉપર આપણે વિવેચન કરીશું કે રૂપરાગની બેડી કાઢી નાંખવી તેનો ખ્યાલ ત્યાં સુધી હોવો જોઇએ કે તે જ્ઞાનીએ ખાકી દુનિયાં-માં જન્મ લેવાની ખાહેશ કાઢી નાંખવી જોઇયે એટલુજ નહીં, પણ આકાશી ભુવન, અને બેહસ્તને લગતાં મુલકોમાં પણ ગમે એવા કીર્તિ ભરેલા આકારો સાથે પણ જીવવાની ખાહેશ રાખવી નહીં, [ કારણ કે તેને તો આખા વિશ્વમાંજ રહેવું છે ] અને વળી તેણે પોતાને કાંઇ પણ ખુબ-સુરત આકારથી ખેંચાઇ જવાને અને અણગમા આકારથી કમકમાત લાવી દુર થઇ જવાને લગતી અસરો ઉપર કાબુ મેલવવો જોઇએ. ખુબસુરત કે બદસુરત આકારો કે ચીજો વચ્ચે તેણે કાંઇ ફરક જોવો નહીં જોઇયે.

અરૂપરાગ યાને બેહસ્તને લગતા મુલકોનાં સંબંધની ઘણીજ ચઢતી આકાર વનાની, તેમજ બુદ્ધિ ભુવન ઉપર જીવવાની તેણે ખાહેશ કાઢી નાંખવી જોઇયે, કારણ કે તે ખાહેશ જો કે બાકી જીંદગીની ખાહેશો કરતાં તો ઘણીજ ચઢતી કહેવાય તોપણ તે મતલબી ખાહેશજ કહેવાય છે. તેથી જેમ હલકી ખાહેશોને તેમજ ચઢતી ખાહેશો પણ તેણે તરક કરવી જોઇયે.

ઉધછ્છાનો ખરો અર્થ એવો થાય છે કે "મનમાં તાસવીસ કે ખીજવાટ ઉઠવાની શકયતા;" અને જે માણસે આ બેડી કાઢી નાંખેલી હોય છે તેની ઉપર કાંઇબી ગુજરે કે વીતે તોએ તેની શાન્તીમાં ભંગ પડતો નથી, અને તેથી કરી આવા પુરૂષની કીર્તિવાન શાન્તી ઉપર ગમે એવા હુમલા થાય તોએ તેથી તે પોતાની ઉપર અસર થવા દેતો નથી.

અજ્ઞાનપણું દુર કરવું એટલે કે આપણા ગ્રહ—મંડળનાં ચક્રને લગતું સઘળું અને સંપુર્ણ જ્ઞાન મેળવવું. જ્યારે સઘળી બેડીઓ કાઢી નાંખવામાં આવે છે, અને માયાવિક બંધનો તુટી જાય છે, ત્યારે તે પુરૂષ પાંચમો તબકકો જે સંપુર્ણ અશો બનવાનો છે તેમાં દાખલ થાય છે.

૫ મો, **અસેખ**—આ તબકકામાં જેને આપણી દુનિયા તથા તેને લગતી બીજી દુનયાંઓનાં સંબધનું કાંઇ પણ જ્ઞાન શીખવાનું બાકી રહેલું નથી તેઓ આવે છે. હાલની આપણી ઘણીજ ઉતરતી હાલતમાં આવી શ્રેષ્ઠ 'અસેખ' હાલત વિષે આપણાથી કાંઇ પણ અટકળ થઇ શકે નહીં. આ દરજ્જે પોંહચેલા અશો નરની જાગૃત આંખ આગળ નીર્વાણ તબકકાની પણ સઘળી ખુબીઓ રોશન અને પ્રગટ હોય છે; અને જ્યારે પણ તે પોતાનું ખાકી શરીર છોડવા ચાહે છે ત્યારે તે છોડીને એનાંથી પણ ચઢતાં ભુવન, કે જેનો આપણને કાંઇ ખ્યાલ આવતો નથી, તે ઉપર જઇ શકે છે. પ્રોફેસર રીઝ દેવીડસ આવે દરજ્જે પોંહોચેલા અશો નરનું આ પ્રમાણે વર્ણન કરે છે: "તે હવે સઘળાં પાપોથી મુકત થયલો છે; તે દુનિયાંની સઘળી ચીજોને તેની ખરી કીંમતે પીછાણે છે; અને સઘળી મેલી ખાહેશ તેનાં માંથી નીકળી ગયલી હોવાથી તે કેવળ પવિત્ર ખાહેશ પોતાને માટે રાખે છે, અને બીજા સર્વેને માટે કોમળ દયા અને ચઢતા પ્રકારની મોહબત રાખે છે."

આ દરજ્જે પોંહચેલા અશો પુરૂષમાં મોહબત કેવી હદે પોંહચેલી હોય છે તેનો કાંઇક ખ્યાલ અહીં ટાંકેલા "મેતસુ" નાંમનાં લખાણમાંથી લીધેલા ફકરા ઉપરથી માલમ પડશે: "જે પ્રમાણે એક માય પોતાના નવાઇ ઓલાદના એક પુરા દીકરાને ચાહે છે, અને તેની જીંદગી બચાવ-

વાને માટે પોતાની જીંદગી પણ અર્પણ કરવાને તૈયાર થઇ જાય છે, તેવાજ સંપુર્ણ પ્યારથી તું દરેક પેદાએશને ચાહ. કાંઇ પણ લાભ કે ગેરલાભનાં આંદેશા, હરકત, કે મેલાપ વગર તું આખી દુનિયાંમાં ઉપર, નીચે, અને આસપાસ, સર્વે ઉપર હદ વિનાંનો પ્યાર અને ભલી લાગણી પાંથર. જ્યારે એક માણસ આવી રીતની મનની શ્રેષ્ટ હાલતમાં મક્કમપણે રહે છે, પછી તે ઉભો હોય કે બેઠો હોય, ચાલતો હોય કે સુતેલો હોય, ત્યારે પેલી કહેવત ખરી પડે છે કે આ બાકી જીંદગીમાં પણ અશોઇ નજરે પડે છે."

## પ્રકરણ ૧૭ મું.

## એની પેલીમેર ?

આ તબક્કાની પેલીમેર એક સંપુર્ણ અશોને તેની આગળ આવતા બીજા ચઢતા દરજ્જાઓ ઉપર ચઢવાને કઇ જાતના સદગુણો મેળવવાની જરૂર હોય છે, તે વિષે આપણે બેશક અજ્ઞાન છીયે. તોપણ આટલું તો ઘણું ખુલ્લું દેખાય છે કે જ્યારે એક જ્ઞાની અસેખ જેવે ચઢતે દરજ્જે પુગે છે ત્યારે નીતિને લગતા સઘળા સદગુણો તો તેણે અખત્યાર કીધેલાજ હોય છે. તેથી તેવા સંપુર્ણ અશોનું આગળ વધવું, તે તેનાં એથી વધારે બોહળાં મીનોઇ જ્ઞાન મેળવવાને લગતું, અને એથી વધારે અજાયબ જેવી મીનો શક્તિઓ મેળવવાને લગતુંજ હોઇ શકે. એમ કહેવામાં આવે છે કે જ્યારે એક માણસે લાંબે વખતે ધીમે ધીમે પ્રગટીકરણને કાયદે, કે ટુંકા વખતમાં જાતી ઉલટથી મીનોઇ તાલીમ લઇને આ દરજ્જેની મીનોઇ હાલત મેળવી હોય છે, ત્યારે તે શખસ પોતાનાં ભવિષ્ય ઉપર સંપુર્ણ કાબુ મેળવી શકે છે, અને તે અરસામાં તેની આગળ રજુ થતા સાત ચઢતા બીજા મીનોઇ માર્ગોમાંથી જે તેને પસંદ પડે તે એક અખત્યાર કરે છે.

આપણી હાલની ઉતરતી હાલતમાં આપણે ચઢતા પ્રકારનાં માર્ગો વિષે ઘણુંજ થોડું જાણી શકીયે. જે કાંઇ આપણે જાણી શકીયે તેનો સેહેજ ખ્યાલ આપણને એટલોજ આવી શકે છે કે, તેવા અશો પુરૂશોનું પ્રગટીકરણ આપણી દુનિયાં અને તેને લગતી દુનિયાંઓનાં સંબંધથી ઘણું વેગળું હોવું જોઇયે; કારણ કે આ દુનિયાં અને તેને લગતી દુનિયાંઓમાંથી હવે તેમનાં ચઢતાં પ્રગટીકરણમાં કાંઇ મદદ કરી શકે એવું થોડું હોય છે.

આ માર્ગોમાં એક તો એવો હોય છે કે જેમાં સંપુર્ણ મહાત્માઓ નીર્વાણપદ મેળવી તેમાં રહેવાને પસંદ કરે છે. આ ચઢતા પ્રકારની મીનોઇ હાલતમાં આવા સદપુરૂષો કેટલો લાંબો વખત સુધી રહે છે. તેઓ તે અરસામાં બીજાં કીયાં ચઢતાં કામ માટે તૈયાર થાય છે, તથા ભવિષ્યમાં તેમને આગળ વધવા માટે કઇ જાતનું પ્રગટીકરણ હશે, આ સઘળા સવાલો વિષે આપણે કાંઇજ ખબર મેળવી શકતા નથી; અને ખચીત જો કદાચ એને લગતી ખબર પણ આપણને આપવામાં આવે તો હાલની આપણી મનની હાલત તરફ જોતાં તે વીગત આપણી સમજમાં ઉતરવી પણ મુશકેળ થઇ પડે.

પણ એટલું તો આપણે સમજી શકીયે કે તે સુખવાસી મીનોઇ નીર્વાણની હાલત, જેમ કેટલાક અજ્ઞાનીઓ સમજે છે તેમ, કાંઇ ખાલી નીસ્તીની મંદ હાલત નથી, પણ ઓર ઘણીજ તેજી અને પરોપકારી હાલતને અનુસરતી છે. જેમ જેમ કુદરતના ચઢતા તબક્કા ઉપર એક માણસ આગળ વધતો જાય છે તેમ તેમ તેને કામ કરવાની ઘણી સવળતા મલતી જાય છે, અને લોકો માટેનું તેનું કામ વિસ્તારમાં અને ઉપયોગમાં ઘણુંજ વીશાળ અને ઉમદા થતું જાય છે. તેથી તેને અત્યંત જ્ઞાન, મીનોઇ ડહાપણ, અને મીનોઇ શક્તિ મલે છે, એટલે તે ઘણીજ ઓહળી રીતે માણસ જાતને ઉપયોગી બનવાને કુશળ થાય છે, કારણ કે આવી હાલત કેવળ ચઢતા પ્રેમથીજ મેલવી શકાય છે.

સંપુર્ણ બનેલા અશો નરોમાંથી બીજા વર્ગના મહાત્માઓ જે પોતાને માટે મીનોઇ પ્રગટીકરણ પસંદ કરે છે તેઓ કાંઇ માણસ જાતથી ઘણાજ દુર જતા નથી, તે છતાં તેઓ આપણી દુનિયાંની હાર પછી આવતી હાર અથવા સાંકળ સાથે એકદમ જોડાતા નથી, તોપણ આપણી હારના પેહલાં બે લાંબ ચકરાવા અથવા જમાનાને અનુસરતા બીજા તેવાજ ચકરાવાનાં સંબંધમાં રહે છે, અને તેટલો વખત તેવા કામ કરી પછી નીર્વાણપદ કબુલ કરે છે, અને તેથી તેઓ આગળ વર્ણવેલા અશો પુરૂષો કરતાં ચઢતે દરજ્જેનાં લેખાય છે.

બીજાઓ યાને સંપુર્ણ થયલા મહાત્માઓ, દેવતાઓ યાને યજદોના પ્રગટીકરણમાં સામેલ થાય છે, કે જેમનું આગળ વધવું આપણી દુનિયાંના કેશ્વરો માફક મોટા પાયા ઉપર સાત હારો મારફતે હોય છે, અને તેની સાત દુનિયાં સમાવનારી એક એક હાર તેવા મહાપુરૂષોને, મનથી એક આપણી દુનિયાં જેવીજ નાની લાગે છે. જો કે આવી રીતનું પ્રગટીકરણ પસંદ કરનારાંઓને કેટલાંક શાસ્ત્રોમાં "યજદ અથવા દેવતા" થવાની લાલચને વસ થયલા લેખવામાં આવે છે, પણ યાદ રાખવું કે એ લખાણ આપણા સાધારણ માણસનાં પ્રગટીકરણ સાથે સરખાવતાં નહીં, પણ

"નીર્માન કાયા" જેવા મહાપુરૂષોનાં બીકટ પ્રગટીકરણ સાથે સરખાવતાં દેવતાઓનાં પ્રગટીકરણને સહેલો લેખ્યો છે. તોપણ એ દેવતાઇ યાને યજદી માર્ગ પણ આખરે ઘણોજ કીર્તિ ભર્યો હોય છે અને તે માર્ગ જોકે ઘણો ટુંકો હોતો નથી છતાં તે ઘણો ઉમદા હોય છે.

આવા સંપુર્ણ બનેલા અશો પુરૂષોમાંનો એક બીજો વર્ગ "નીર્માન કાયા"ને નાંમે ઓળખાય છે. તેઓ આગળ દર્શાવેલા સહેલા માર્ગો પકડતા નથી, પણ પોતાને આગળ વધવા માટે બીજો ઘણો ટુંકો પણ ઘણોજ ચઢાવ વાળો યાને બીકટ માર્ગ પસંદ કરે છે. કવિતાની ઢપમાં બોલીયે તો તેઓ સામટા થઇ એક "રક્ષણ કરનારી દીવાલ" બને છે, અને તેથી "The Voice of the Silence" યાને "ગુપ્ત નાદ" નાંમે પુસ્તકમાં લખ્યા પ્રમાણે તેઓ દુનિયાંનાં માણસોનો બીજાં ઘણાં દુઃખો, સંતાપો, અને દલગીરીમાંથી બચાવ કરે છે. તે બચાવ કાંઇ દુનિયાંનાં લોકો ઉપર પડતું ખાકી દુઃખ દરદ કે બીજી તેવી આફતો દુર કરવાને લગતો નહી, પણ તેઓનાં મન ઉપર મીનોઇ અને પવિત્ર વિચારોનો વરસાદ વરસાવી તેમને મીનોઇ જોર આપવાને લગતી મદદ હોય છે, કે જે મદદ જો નહીં આપવામાં આવે તો દુનયાંનો રંગ જે આજે જોવામાં આવે છે તેનાં કરતાં પણ ઘણોજ નબેતર, કંગાળ અને આશા વગરનો દેખાય.

વળી તેઓ મધેના કેટલાંકો તો દુનિયાંનાં લોકો સાથે ઘણા પાડા સંબંધમાં રહે છે, અને ખાસ માર્ગનાં ચાર તબક્કા ઉપર ચાલી લોકો વચ્ચે વારંવાર જન્મ લેયા કરે છે, કે જેથી લોકોને તેઓ ઘણી સેતાબીથી સહાય થઇ શકે. એઓમાં કેટલાક સંપુર્ણ જ્ઞાની અશો પુરૂષો પણ હોય છે, અને તેવા પ્રતાપી અશો સાહેબોની મારફતેજ આપણને થિયોસોફી યાને ખોદાશનાસીને લગતું કેટલુંક વધારે જ્ઞાન હાલમાં મળ્યું છે, કે જેની બરકતથી કુદરતની બહોળી, અવિરોધ સ્વરસમતા અથવા એકતાઇનુ આપણને કાંઇક જ્ઞાન આવ્યું છે. પરંતુ એટલું માલમ પડશે કે આવા અતી બીકટ અશોઇના માર્ગમાં લોકોને આગળ વધારવાનાં પરમાર્થી કામમાં ઘણાજ થોડા મહાત્માઓ ભાગ લે છે,---ખચીત તેઓની સંખ્યા ખાકી ભુવન ઉપર કામ કરવાને જેટલા જરૂરના હોય તેથી વધારે હોતી નથી.

આ જુદી જુદી શકયતા માટે સાંભળીને લોકો કેટલીક વેળા ઉતાવળા બની બોલે છે કે, એક મહાપુરૂષનાં મનમાં તો લોકોને મદદ કરવાના માર્ગ કરતાં બીજો કોઇ માર્ગ પસંદ નહી હોવો જોઇએ. પણ જેઓ આ પ્રમાણે બોલે છે તેઓને જો કુદરતનાં કામનાં વીશાળપણાનું જ્ઞાન હોય

તો તેઓ આવો અભીપ્રાય કદી આપે નહીં. આપણે ભુલી જવું ન જોઇયે કે, આપણાં સુર્ય મંડળમાં આપણા પ્રગટીકરણનાં માર્ગ સિવાય બીજાં પ્રગટીકરણોના ઘણા માર્ગો હોય છે: અને ખચીત તે સઘળાં પ્રગટીકરણોને ઇશ્વરની યાને અહુરમજદની મરજી પ્રમાણે ચલાવવાને તે સાત માર્ગો ઉપર નેમેલા અશો પુરૂષો, મહાત્માઓ હોવા જોઇએ. ખચીત એક સંપુર્ણ અશો પુરૂષની ખુશી તો જ્યાં તેનાં કામની ઘણી જરૂર હોય ત્યાં જવાને માટેજ હોય છે--તેવા અશો પુરૂષો કાંઇ પણ મતલબ કે ઇચ્છા વગર પોતાની ખીદમત પોતાથી ચઢતી શક્તીઓ (અમશાસ્પંદો ?) ને અર્પણ કરે છે, કે જે બળવાનો આવાં ચઢતાં પ્રગટીકરણોને ચલાવવાને રોકાયલા હોય છે.

  

આપણી સનમુખ આવો મીનો માર્ગ પડેલો છે, જે ઉપર ચાલવાને હરેક જણે શરૂઆત કરવી જોઇયે. એ કીર્તિ ભર્યા માર્ગની ટોંચ જો કે ઘણીજ ઉંચી છે, યાને એ પ્રમાણે ચાલવાને આપણને મુશકેળ લાગે છે, તે છતાં આપણે જાણવું જોઇએ કે એ ઉંચાં શીખરો ઉપર આપણે હલવે હલવે અને પગથીયે પગથીયે ચઢવાને શક્તિવાન થવું જોઇએ, કારણ કે જે અશો પુરૂષો આજે એ માર્ગ ઓલંગી તેની ટોંચે ચઢી સંપુર્ણ બન્યા છે, તેઓએ પણ એક દીવસે આપણી માફક દુનિયાંની જંજાળ અને જેહમતો માંથીજ પોતાનો રસ્તો કાપ્યો હતો. જો કે આ માર્ગ પેહલાં ઘણોજ કઠણ અને મેહનત ભરેલો દેખાય છે, તોપણ જેમ જેમ આપણે એ માર્ગ ઉપર ચાલવાને કોશેશ કરતાં જઇશું, તેમ તેમ આપણા પગો તે ઉપર ઠરેલા થશે, યાને આપણને પોતાને કેટલીક મીનોઇ શક્તિઓ આવશે, જેથી આપણને પોતાનાં દીલથી એ ઉપર મક્કમ ઠરાવથી ચાલવાને હીમત પણ મલશે. તેમ થયા પછી આપણી આસપાસનાંઓને એજ પ્રમાણે આ માર્ગ ઉપર ચલાવવાને આપણે શક્તિવાન થઇશું.

આપણાં મલીન મન યાને આપણા પોતાવટપણાને મનથી એ માર્ગ ઘણોજ બીકટ અને કંટાળા ભરેલો લાગે છે, અને તેથી એને લગાર ભૂલથી "દુઃખ ભર્યો માર્ગ" એવું નાંમ આપેલું છે. તોપણ, જેમ મીસીસ એની બેઝાંટે બહુજ સરસ રીતે જણાવેલું છે તેમ, "આ માર્ગ નાં સઘળાં દુઃખ છતાં, એની અંદર એક અજબ તરેહની ઉંડી અને જાથુકની મીનોઇ ખુશાલી રહે છે, કારણ કે દુઃખ જે છે તે માત્ર મલીન મનને લાગે છે, અને સુખ છે તે આપણાં સ્વચ્છ મનસનું છે. જ્યારે અહંકારને લગતો છેલ્લામાં છેલ્લો ડાઘ જે 'હુંપણું' છે તે નીકળી જાય

છે, ત્યારે આપણાં દીલમાંથી જે કાંઇ દુઃખ પામવાની સમજણ છે તે નાશવંત તત્વ સદંતર નીકળી જાય છે, અને તેથી કરીને સંપુર્ણ અશો માણસ યાને મહાત્મામાં હમેશાં કાંઇ પણ કચવાટ વગરની શાંતી અને જાથુકની ખુશાલી જોવામાં આવે છે. તેવા મહાપુરૂષને આખર યાને છેડો ક્યાં છે તે દેખાય છે, અને તેજ સુખવાસી અંત તરફ સઘળી દુનિયાં અને તેની પેદાયશ આસ્તે આસ્તે જાય છે, તેની તે અશો સાહેબને ખબર પડે છે. તેથી તેવા પુરૂષની ખાત્રી હોય છે કે દુનિયાંનું દુઃખ અને દલગીરી માણસ જાતનાં પ્રગટીકરણમાં માત્ર એક પસાર થઇ જતું વાદળ છે.

"પણ એ માર્ગનાં સંબંધમાં જે કાંઇ ખુશાલી ઉપજાવનારી બીનાં છે તે તો એ છે કે એ માર્ગથી કાંઇ ઓર તરેહનો મીનોઇ સંતોષ પેદા થાય છે, અને જેમ જેમ એ માર્ગ ઉપર ચાલવાને પ્રયત્ન કરીયે છીયે તેમ તેમ તે વધતોજ જાય છે. અને વળી માલમ પડે છે કે તેનામાં બીજાને ઉપયોગી થવાને ઓર મીનોઇ શક્તિ આવતી જાય છે, અને તેનો હેવાની ખવાસ તેનાં દીલમાંથી થોડા થોડા કરીને સદંતર નીકળી જાય છે. ચઢતાં મીનોઇ ભુવના અને તબકાઓ ઉપરથી એ માર્ગ ઉપર જે કાંઇ ખુશાલીનાં કીરણો ફેંકાય છે તેને માટે, અને એ માર્ગે ચાલતાં, કીર્તિ જયાં મીનોઇ ભેદ ખુલ્લા થવાની વકી, અને દુનિયાંનાં ગમે એવાં મોટાં તોફાનો અને ધભરાટ એ માર્ગ ઉપર ચાલનારની શાંતીને જરા પણ ખલલ કરી શકતો નથી. એની એકચારા ખુશાલીનું થોડુંજ વર્ણન કરવામાં આવેલું છે. જે શખસ એ મીનોઇ માર્ગ ઉપર દાખલ થયો હોય, તેની આગળ બીજા દુનિયાઇ સઘળા માર્ગો, અને કહેવાતાં સુખો, ફીકાંફચ અને ખુબસુરતી વિનાનાં દેખાય છે, અને એ માર્ગની ખુદ દલગીરીમાં પણ જે કાંઇ બારીક આનંદ હોય છે તે આનંદ બાકી દુનિયાંનાં સઘળાં સુખ અને આનંદ કરતાં ઘણોજ ચઢીઆતો છે." (**વાહુન,** વા. ૫ મું. નંબર ૧૨ મો.)

એટલા માટે કોઇએબી આ માર્ગ બીકટ છે એમ વિચારી એ મીનોઇ માર્ગ પકડવાથી નાસીપાસ થવું નહીં. જે કાંઇ એક માણસે બજાવ્યું છે, તે બીજું માણસ પણ બજાવી શકે છે, અને જે પ્રમાણમાં આપણાથી ઉતરતાંઓને આપણે મદદ કરીયે છીયે તેજ પ્રમાણમાં આપણાથી ચઢતાઓ, જેઓ એ માર્ગે ચાલી તેની સંપુર્ણતાએ પુગા છે, તેઓ આપણને આપણા માર્ગમાં મદદ કરશે. તેથી કરીને આપણ સર્વે છેક નાંનાંથી મોટાં સુધી જેઓ એ માર્ગના પગથીયાં ઉપર છીયે તેઓ સર્વ એક અરસપરસની ખીદમતની દોરીથી એક બીજા સાથે બંધાયલા અને જોડાયલા છીએ; અને કોઇએ પણ એમ નહીં સમજવું કે તેની કોઇ દરકાર લેતું નથી, અને તે એખલો પડી રહ્યો છે, કારણ કે કોઇ વેળા મોટા માર્ગની સીડીનાં નીચલાં પગથીયાં અંધારાંમાં હોવાથી દેખાતાં પણ નથી, તોપણ તેઓ બેશક ઉપર ચઢનારને ચુપ ચુપ સ્વચ્છ હવા અને મીનોઇ સુખના મુલકોની હમેશાં ચલકતી જ્ઞાનની રોશનીમાં લઇ જાય છે.